સાહસ કથાવલિ : પુસ્તક પાંચમું

# ખાનદાન નાં ફરજંદ

સંપાદક

નાગરદાસ ઇ. પટેલ




સવા રૂપિયો

બાલવિનોદ કાર્યાલય
૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબઇ ૨

# પરિચય



સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનનાં અવનવાં પરાક્રમોને લગતી મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી રસિક વાર્તાઓ વાંચવાની કુમાર-જીવનમાં તાલાવેલી જાગે છે અને તે વૃત્તિ જીવનમાં દીર્ઘકાલ પર્યંત કાયમ રહે છે. એ વૃત્તિને અનુકૂળ અને પ્રેરણાદાયી વાચન મળે તો મગજશક્તિનો સુંદર વિકાસ થાય છે. દરેક વસ્તુ કે વિગત ઝીણવટથી જોવા સમજવાની અને તેનું હાર્દ પામવાની અદ્ભુત શક્તિ એનાથી સાંપડે છે અને જીવન સાફલ્યનો માર્ગ સરળ બને છે.

માનવ જીવનનો આ રીતે અનેકવિધ વિકાસ કરી શકે એવી અત્યંત પ્રેરણાદાયી તેમજ રસિક વાર્તાઓ આપવાની યોજના 'સાહસ કથાવલિ' માં કરવામાં

આવી છે. એમાં અંગ્રેજી સાહિત્યના આ વિષયના સાહિત્યસમ્રાટોની દિલચશ્પ વાર્તાઓ ઉપરથી તૈયાર કરેલી તેમજ કેટલીક મૌલિક કથાઓ આપવામાં આવશે. એ દરેકનું વસ્તુ અને વાતાવરણ ગુજરાતને અનુકૂળ રહેશે.

બાલસાહિત્યની અમારી વિવિધ ગ્રંથમાળાઓનો ગુજરાતે સુંદર સત્કાર કરી અમને પ્રોત્સાહિત આપ્યું છે તેવી જ રીતે આ ગ્રંથાવલિને પણ ગુજરાતે આપનાવી છે એ જાણીને સંતોષ થાય છે.

નાગરદાસ પટેલ



## અનુક્રમ





# ખાનદાનનાં ફરજંદ



## ખાનદાનનાં ફરજંદ

છેલ્લા બાર મહિના થયાં સર માણેકજીએ અમારૂં બીલ ચુકવ્યું ન હતું. એ ઘણા જ ચીકણા માણસ હતા. એમની પાસે પૈસો પુષ્કળ હતો છતાં સ્વભાવ એવો તો કંજુસ હતો કે ન પૂછો વાત !

અને જયંત પણ પૈસાની ભાગ્યે જ પરવા કરે છે છતાં સર માણેકજીની બાબતમાં એ ઘણી જ પરવા કરતો હતો. જેટલા સર માણેકજી પૈસાની બાબતમાં કંજુસ હતા તેટલો જ જયંત એમના કામ બાબત પૈસા વસુલ કરવામાં ચીવટ રાખતો.

કોણ જાણે કેમ, આજે બપોરે જ મ્હને એમનું નામ યાદ આવ્યું હતું ! થોડીવારમાં એમની મોટર આવતી દેખાઇ.

'નટવર ! સર સાહેબ પેલા બીલની રકમ આપવા આવે છે કે શું ?' પંડિતજીએ હસતાં હસતાં મ્હને પૂછ્યું.

'નારે ! એ વળી બીજું કૈં કામ લેઇને આવ્યા લાગે છે.'

મ્હેં કહ્યું 'એમનો ચહેરો જ જુઓને!'

થોડીવારમાં સર સાહેબની પધરામણી થઇ. એમનું શરીર ઘણુંજ સ્થુળ હતું અને સ્થુળતાને અંગે એ ઘણાજ હાંફતા હતા.

એમણે ટેબલ પર ચેક મૂકી દઇને પૂછ્યું:

'મી. જયંત ક્યાં ગયા?'

'બહાર ગયા છે તે મોડેથી આવશે.' પંડિતજી જવાબ આપ્યો.

સર સાહેબ એ સાંભળીને ખુરશીમાંજ ફસડાઇ પડ્યા.

'યા પરવરદેગાર! ઘનુંજ ભયાનક! શું બનીયું તેબી સમજાતું નથી!'

'પણ આપ જરા સ્વસ્થ થઇને બધી હકીકત જણાવશો તો અમારાથી બનતી મદદ આપીશું.' પંડિતજીએ આશ્વાસન આપ્યું.

'મ્હારે તમને બધી હકીકત પહેલ્લેથી છેલ્લે સુધી કહેવી જોઇએ. તમે મ્હારી દીકરી તેહમીનાને જોઇ હશે—'

પંડિતજીએ ડોકું હલાવ્યું.

'આજે સવારે એ પરણી. મ્હારો જમાઇ ઘણાજ ખાનદાન કુટુંબનું ફરજંદ છે, અને હોંગકોંગમાં એમનો ધમધોકાર વેપાર ચાલે છે. એમનું નામ શાપુરજી ચીનાઇ. એવણ તેહમીના કરતાં ઘણીજ મોટી ઉમરના છે, અને એમની સાથે લગન કરવામાં તેહમીનાનું મન માનતું ન હતું એ હું તમારાથી છૂપાવતો નથી. એનો વિચાર પેલા દારાશા દોરડી સાથે અદરાવાનો હતો. દારાશા પોરીયો તો સોહામણો છે પણ એની પાસે પૈસો બિલ-કૂલ નહિ અને એવાને ત્યાં મ્હારી સુન્ના જેવી દીકરીને નાખ-વાનું મ્હને ગમે પણ નહિ!'

અમને એમની વાતમાં રસ પડવા માંડ્યો.

'અમારે લગનની ઉતાવળ કરવી પડી કારણ કે ચીનાઇને ધંધાને અંગે જલદીથી હોંગકોંગ ખાતે તેમજ ઑસ્ટ્રેલિયા તરફ

જવાનું હતું. સદ્‌ભાગ્યે તેહમીનાએ મ્હારૂં કહ્યું માનું અને આજે સવારેજ ઝાઝી ગરબડ સિવાય લગ્ન પતી ગયાં. બપોરના ત્રણ વાગ્યાની ગાડીમાં એમને પાંચેક દિવસ માટે લોનાવલા જવાની ગોઠવણ કરી હતી ત્યાં જવાનું હતું. એ બન્નેને વિદાય કર્યા પછી મ્હેં સ્ટેશન પર જવાનું દુરસ્ત ધાર્યું નહિ.

'થોડીવાર થઇ ત્યાં તો ચીનાઇ મ્હારી પાસે આવ્યા અને જણાવ્યું કે જ્યારે એ બન્ને જણ એમને માટે રીઝર્વ કરાવેલા બીજા વર્ગના ડબ્બા તરફ જતાં હતાં ત્યારે એકાએક તેહમીના છુટી પડી ગઇ. એમણે ધાર્યું કે એ આગળ જઇને પોતાની જગ્યાએ બેઠી હશે એટલે એ બીજા વર્ગના ડબ્બા આગળ ગયા અને તપાસ કરી તો એ ત્યાં ન હતી. એ પાછા ફર્યા અને બહાર આવવા લાગ્યા ત્યાં સામાન લાવવા માટે રોકેલો મજૂર મળ્યો. એણે જણાવ્યું કે બાઇ કોઇ મોટી ઉંમરના હિંદુ સાથે વાત કરતી જતી હતી. એ સાંભળીને એ બહાર આવ્યા. બોરીબંદરનું સ્ટેશન ઘણું મોટું છે અને હમણાં થયેલા વધારાને લીધે એના બે વિભાગ પડી ગયા છે. નવા વિભાગમાં તપાસ કરીને એ જૂના વિભાગમાં ગયા. ત્યાં આગળ તપાસ કરતાં એમને વખત લાગ્યો પણ છેવટે એમને ખબર મળી કે તેહમીના પેલા હિંદુ ગૃહસ્થ સાથે મોટરમાં બેસીને કાંઇક ઉપડી ગઇ હતી.'

'એ ખબર કોણે આપી?'

'ચીનાઇએ પહેલાં પોતાની મોટર બોરીબંદરના જૂના વિભાગને દરવાજે લેવરાવેલી તે વખતે એક મજૂર આવેલો અને સામાન ઉતારવાની વાત કરેલી પણ તેહમીનાએ મોટર નવા વિભાગ તરફ લેવરાવેલી. એ મજૂરે તેહમીનાને જોયેલી એટલે એણે ખબર આપી. એણે એમ પણ કહ્યું કે બાઇ જવાને આનાકાની કરતી હતી પણ પેલા હિંદુ ગૃહસ્થે એને જેમતેમ

મોટરમાં બેસાડી અને મોટર હંકાવી મૂકી. એણે પડદા પણ બંધ કરવા માંડ્યા હતા અને મજૂરની માન્યતા એ હતી કે તેહમીના એની સાથે ઝઘડતી હતી.'

'પેલા હિંદુ ગૃહસ્થ સાથે?' પંડિતજીએ પૂછ્યું.

સરસાહેબે ડોકું હલાવી હા પાડી.

'અને પંડિતજી! જુઓને તમને તો ખબર છે કે હું કંઈ પૈસાદાર માણસ નથી. મ્હારે તો આ કેસ પોલિસને સોંપવો હતો, પણ મ્હને તમારી અને જયંતની બુદ્ધિમત્તા અને કાર્ય પદ્ધતિમાં વિશ્વાસ છે એટલે તમારી ફી આકરી છે છતાં અહીં આવવા હું લલચાયો છું. પેલો ચેક તો બરાબર છે ને?'

મ્હેં ડોકું હલાવી હા પાડી.

'તેહમીના મ્હારી એકની એક દીકરી છે.'

'પેલી મોટરનો નંબર મજૂરને યાદ છે?'

'નહિરે!' સર સાહેબે કહ્યું 'આ હકીકત છાપાના ભૂતના જાણવામાં ન આવે તો સારૂ—'

'આપની ભૂલ થાય છે!' પંડિતજી બોલ્યા અને એમણે 'સાંજવર્તમાન' ના છેલ્લા સમાચારમાંથી નીચેની વિગત બતાવી.

### એકાએક ગુમ થયેલી પારસી નવવધૂ

આજેજ સવારે પરણેલી એક નવજુવાન પારસી નવવધૂ બોરી બંદર સ્ટેશન પરથી ગુમ થવાની ફરીયાદ નોંધાઇ છે. એને કોઇ આધેડ વયનો હિંદુ નસાડી ગયો છે એમ કહેવાય છે. પોલિસ ચાંપતી તપાસ ચલાવે છે.

'એટલામાં છાપામાં પણ આવી ગયું?' સર સાહેબ બોલ્યા.

'એ તો એમનો ધંધોજ છે. દારાશાનો તો આમાં હાથ નથી ને?'

'હું નથી ધારતો. એ મ્હારા એક સ્નેહીના બંગલામાં અંધેરી ખાતે રહે છે. મ્હેં એમને પૂછાવી જોયું તો એમણે

જવાબ આપ્યો કે દારાશાને આ લગ્નથી ઘણું લાગી આવ્યું છે પણ એ આખા દિવસમાં ક્યાંયે ગયો નથી તેમજ કોઈને ટેલી-ફોન સુદ્ધાં કર્યો નથી.'

'અને મી. ચીનાઈ—'

'એ પણ ઘણાજ અસ્વસ્થ થઈ ગયા છે. એમનું દુઃખ સમજી શકાય એમ છે. તમને લાગે છે કે તેહમીનાનો તરત પત્તો મળી આવશે?'

'મી. ચીનાઈ ક્યાં રહે છે?' સર સાહેબના પ્રશ્નનો જવાબ આપવાને બદલે પંડિતજીએ સ્હામો સવાલ પૂછ્યો.

'તાજમહાલ હૉટેલમાં.'

'એમ! એમણે દાવરી કેટલી આપી?'

સર સાહેબને આ સવાલથી નવાઈ લાગી છતાં જવાબ આપ્યો: 'એક લાખ રૂપિયા. મી. ચીનાઈ જૂના રિવાજોમાં માનતા નથી એટલે એમણે એ રકમનો ચેક આપ્યો છે અને તે અત્યારે પણ મ્હારા ખીસ્સામાંજ પડ્યો છે.'

'અને આપે કેટલી ભેટ આપી?'

'તમે ભલતીજ તપાસ કરતા લાગો છો! તેહમીનાને પૈસાની કે ઘરેણાંની લાલચે કોઈ લઈ ગયું નથી. એને મ્હેં આપેલો અમૂલ્ય હીરાનો હાર તો મી. ચીનાઈ પાસે સહીસલામત છે. તેહમીના પાસે પચીસ પચાસ રૂપિયા કરતાં વધારે રકમ હતી નહિં અને ઘરેણાંનો એને શોખ પણ ન હતો.'

'એટલું જ મ્હારે આપને પૂછવાનું હતું. હું ભૂલતો નહોઉં તો આપની દીકરી ચોવીસ કલાકમાં સહીસલામત આપની પાસે આવી જશે.' પંડિતજીએ કહ્યું.

એ સાંભળીને સર સાહેબના જીવને શાંતિ થઈ. તેઓ ઉઠ્યા અને રજા લીધી.

એમના ગયા પછી પંડિતજી પણ બહાર જવા તૈયાર થયા.

'જયંત આવે તો મ્હારા પાછા ફરતા સુધી થોભવાનું કહેજે.' એમ મ્હને સૂચના કરી, એવામાં બહાર કોઇને પગરવ સંભળાયો એટલે બોલ્યાઃ 'જયંત આવ્યો લાગે છે.'

'નારે ના!' મ્હેં કહ્યું. 'જયંત આટલો અવાજ ભાગ્યેજ કરે છે, એ બહુ જ ધીરે પગલે ચાલે છે.'

આવનાર માણસ મ્હારી ધારણા મુજબ જયંત નહિ પણ દારાશા દોરડી હતો.

'તમારું નામ મી. જયંત કે?' એણે આવતા વેંતજ પૂછ્યું. 'નહિ? હું પેલા બુઢ્ઢાને ત્યાં ગયો ત્યાંથી ખબર મળી કે એવાજ ને અહીં આવીયાચ–'

'તમારું નામ દારાશા દોરડી ખરૂંને?' પંડિતજીએ પૂછ્યું.

આવનાર માણસે ડોકું હલાવી હા પાડી.

'અને તમે તેહમીના બાબત પૂછવા આવ્યા છો. બરાબર છે ને? સરસાહેબને કહ્યું તેમ તમને પણ કહું છું કે ચોવીસ કલાકમાં તેહમીના સહીસલામત પાછી ફરશે. તમને એટલું પૂછવાનું છે કે તેહમીના એના ધણીને કેટલા વખતથી ઓળખતી હતી?'

દોરડીનો ચહેરો લાલ થઇ ગયો.

'એનો ધણી! ચીનાઇ કહેશો તો ચાલશે. ત્રણેક મહિનાથી બેઉનું ઓળખાણ થયેલું, એ ઘણો ખરાબ માણસ છે. સરસાહેબ ધારે છો કે તેહમીનાને નસાડવામાં મ્હારો હાથ છે એટલે તો એમણે અંધેરી ખાતે હું રહું છું ત્યાં ફોન કરીને પૂછાવી જોયું, ત્યારે તો મ્હને ખબર પડી કે એ કેથે ગુમ થઇ ગઇ છે, એ સાંભળીને હું તો ચકભમ થઇ ગયો છું.'

'તમને એના તરફથી છેલ્લા સમાચાર ક્યારે મળેલા?'

'આજે સવારેજ એની ચીઠ્ઠી મળેલી.'

'શી બાબતની?'

'એને લગનની ભેટ મ્હેં મોકલી તેનો ઉપકાર માનતી. મ્હેં એને ઘરેણું મૂકવાનો દાબડો ભેટ આપ્યો હતો.'

'જ્યુએલ કેસ?'

'હાજી. એકાદ મહિના પર મ્હારી બ્હેન સારૂ આણેલો તે તેહમીનાએ જોયો હતો અને તે એને પુષ્કળ પસંદ પડયો હતો એટલે મ્હેં એના જેવોજ ખાસ તૈયાર કરાવીને એને આપ્યો હતો.'

'આપનાં બ્હેન ક્યાં રહે છે?'

'તારદેવ, ફોરજેટ સ્ટ્રીટમાં.'

'ભલે. હવે તમે સીધાવો અને ચિંતા કરતા નહિ.'

દારાશા દોરડી ગયો.

રાતના આઠ વાગ્યા હતા.

પંડિતજી બહાર ગયા.



સ્હાડાદશનો ટકોરો પડવાની સાથેજ મી. ચીનાઇના ખંડમાં ટેલીફોનની ઘંટડી જોરથી વાગી. ચીનાઇએ આંટા માર-વાનું છોડી દઇને રીસીવર હાથમાં લીધું.

'ઑલાવ...મ્હને કોઇને મળવાની ફુરસદ નથી. કોણ?... હા...ભલે......ખુશીથી આવો.'

એકાએક મુશળધાર વરસાદ પડવા માંડયો હતો અને પંડિતજીનો ઓવરકોટ પાણીથી ભીંજાઇ ગયો હતો.

ચીનાઇએ એમને જોઇનેજ પૂછ્યું: 'સરસાહેબનો ફોન હતો કે તમે મ્હને મળવા આવો છો. આ અણધાર્યા બનાવ સંબંધી તમારો શો અભિપ્રાય છે? મી. પંડિતજી!'

પંડિતજી હસીને બોલ્યા:

'એનો ઉકેલ અઘરો નથી. વાદળી છાંટના હીરામાંથી એ જડી આવશે.'

'ક્યાંથી જડી આવશે?'

'હું ભૂલતો ન હોઉં તો આપનાં ધણિયાણી પાસે હીરાનો બહુમૂલ્ય હાર છે; અને એમાંના વચ્ચેના ત્રણ હીરામાંનો એક ઘેરા વાદળી રંગની છાંટવાળો છે. એ મ્હેસુરના મહારાજાના ઝવેરખાનામાં હતો અને એના ઉપર 'ॐ शांति' એમ બહુ જ બારીકાઇથી કોતરેલું છે.'

એ સાંભળીને ચીનાઇને ઘણી જ નવાઇ લાગી.

'એ વાતને આની સાથે શો સંબંધ છે?'

પંડિતજીએ હસીને કહ્યું:

'એ જો મ્હેં કહ્યું તે મુજબનો 'ॐ शांति' વાળો જ હીરો હોય તો આપનાં ધણિયાણીનો ચોવીસ કલાકમાં નહિ પણ છ કલાકમાં જ પત્તો લાગે.'

આ બધી ગૌડબંગાળ જેવી વાતમાં ચીનાઇનું ભેજું ચાલ્યું નહિ.

'એ વાતનો નિકાલ તરત જ થઇ શકે એમ છે. તેહમીનાનો એ હાર અહિંયાં જ છે. જરા થોભો.' એમ કહીને એ બહાર ગયો અને પાંચેક મિનિટમાં પાછો ફર્યો. એની પાસે એ વખતે 'જ્યુએલ બૉકસ' હતી. એ એણે ઉઘાડી અને હીરાનો ઝગઝગાટ આંખોને આંજી નાખવા લાગ્યો.

'તમે કહો છો એવો હીરો ક્યાં છે.' એણે જોતાં જોતાં કહ્યું.

હીરાના હાર ઉપરાંત નાના મોટા બીજા દાગીના પણ હતા. પંડિતજીએ હાર લઇને જોવા માંડ્યો અને એના હીરા ધ્યાન દઇને તપાસવા લાગ્યા.

'ગુન્હાશોધનની કળા' બાબત તમારા મિત્ર ઘણું લખે છે અને તમે આ રીતે...' ચીનાઇ પોતાનું વાક્ય પૂરું કરે ત્યાં તો બારીનો કાચ તોડીને એક પથરો અંદર આવીને પડ્યો.

'એ કોણ હરામખોર છે?' એમ કહેતા મી. ચીનાઇ

બહાર દોડ્યા.

'બહારથી કોઈએ પથરો ફેંક્યો.'

એમને દોડતા જોઈને અને અવાજ સાંભળીને આજુબાજુનાં માણસો એકઠાં થઈ ગયાં. હોટેલના બે નોકરો પણ આવ્યા એમણે આમ તેમ જોયું, પણ કંઈ પત્તો ખાધો નહિ.

પંડિતજી આ બધો વખત શાંતિથી બેઠા હતા. ચીનાઈએ આવીને પેલી 'જ્યુએલ કેસ' ઠેકાણે મૂકી અને હસતાં હસતાં કહ્યું: 'મ્હેં તમારી કાર્યકુશળતા અને ચતુરાઈ વિષે ઘણું સાંભળ્યું છે નહિતર તમારી વાતમાં વિશ્વાસ ન આવત. તમે કહેલી રાજાના હીરાની વાતને તેહમીનાના ગુમ થવા સાથે શો સંબંધ છે?'

પંડિતજીએ ગંભીર થઈને જવાબ આપ્યો:

'મી. ચીનાઈ, તમારે તેહમીના જેવા અનુભવ મેળવવા પ્રસંગ આવે તો—'

'તમે શું કહો છો તેજ સમજાતું નથી.'

'બનવા જોગ છે. ચાલો હવે રજા લઉં.' કહીને પંડિતજીએ તરત જ ચાલવા માંડ્યું.

પંડિતજી પાછા ફર્યા ત્યારે જયંત ઘેર આવી ગયો હતો અને ઊંઘતો હતો.

એમણે ઘેર આવ્યા પછી પહેલું કામ પોતાના ઓવરકોટના ખીસ્સામાંથી કંઇક કાઢીને ઠેકાણે મૂકવાનું કર્યું.

બીજે દિવસે સવારે અમે જરા મોડેથી ઉઠ્યા. થોડીવારમાં સર સાહેબની સ્વારી આવી લાગી.

'તમે કૈં સાંભળ્યું કે? મી. ચીનાઈ પણ ગુમ થઈ ગયા! આજે સવારે એમનો ઓરડો તદ્દન ખાલી હતો, એમની પથારી બિલકુલ ચોળા વિનાની હતી. એમની એમજ અને ટેબલ ઉપર—

'હું કહું.' પંડિતજી બોલી ઉઠ્યા. 'પેલો જ્યુએલ કેસ તોડી ફોડીને પાર કરેલો, એમાંના ઘરેણાં ઉપડી ગયેલાં.'

સર સાહેબના ચહેરા પરથી જણાતું હતું કે પંડિતજીનું અનુમાન બરાબર હતું.

'તમે શી રીતે જાણ્યું?'

'મ્હેં તો માત્ર અનુમાન જ કર્યું હતું. અને—'

'પણ શો અજાયબી!' સરસાહેબ બોલી ઊઠ્યા. સ્હામેના ખંડમાંથી એક ખુબસુરત તરુણ કુમારિકા આવતી હતી.

'આ આવી તેહમીના.' જયંતે ઠંડે કલેજે કહ્યું.

'અને આ આપનો હીરાનો હાર ને બીજાં ઘરેણાં.' પંડિતજીએ તિજોરીના ખાનામાંથી 'જ્યુએલ કેસ' કાઢીને સરસાહેબને આપતાં ઉમેર્યું.

આ બધો અજાયબી ભર્યો બનાવ શી રીતે બન્યો તે સરસાહેબને સમજાયું નહિ. એમને તો આ બધું સ્વપ્ના જેવું લાગતું હતું.

થોડીવારે એ સ્વસ્થ થયા એટલે પંડિતજીએ જણાવ્યું: 'મ્હારા મિત્ર જયંતની સ્મરણ શક્તિ ઘણીજ તેજ છે. એક વખત જોયેલો ચહેરો એ ભાગ્યેજ ભૂલી જાય છે. કામ પ્રસંગે એ સીવરીઆ આવતો હતો ત્યાં બોરીબંદર ઉપર એણે તેહમીના તથા મી. ચીનાઇને જોયાં. તેહમીનાને અમે ઓળખીએ છીએ એટલે ચીનાઇ સંબંધે એણે અનુમાન કરી લીધું. એનો ચ્હેરો પણ એને પરિચિત લાગ્યો. એનું ખરૂં નામ કે અટક શાપુરજી ચીનાઇ નથી પણ એણે એવાં તો ઘણાં નામ બદલ્યાં છે. એનું ખરૂં નામ ધનજીશા ધાનશાક છે, અને એ ત્રણ વખત એણે પૈસાદાર કુમારિકાઓને પરણીને ફસાવી છે. પેલા મજૂર પાસેથી એમના લોનાવલા જવાની વાત જાણી એટલે એ તરત જ તેહમીના પાસે પહોચ્યો, અને કોઇ ભેદી માણસ

તમને મળવા બોલાવે છે એમ કહીને એને બહાર બોલવી. એણે જાણ્યું કે મી. દોરડી બોલાવતા હશે એટલે એ બહાર આવી અને એને મોટરમાં બેસાડીને અહીં લઇ આવ્યો.'

'ખરેખર! મોટર ચલાવવી અને એના જેવી ઉશ્કેરાયલી કુમારિકાને શાંત પાડવી એ સહેલું તો નહિ જ હતું.' જયંત વચ્ચેજ બોલી ઊઠયો.

'એ અહીં આવી પહોંચી ત્યાં સુધીમાં તો જયંતે એને ખરી હકીકત જણાવી દીધી હતી. જયંતનો વિચાર એ બન્નેને લોનાવલા જતાં અટકાવવાનો હતો અને ચીનાઇની ખરી ઓળખ આપનાર પુરાવા લઇ આવવાનો હતો. તેહમીનાએ અમને હીરાની હારની ભેટ સંબંધે કૈં કહ્યું ન હતું પણ અમે એ બાબતની કલ્પના કરી લીધી હતી. એનો એક લાખ રૂપિયા જેટલી મોટી રકમનો ચેક તો તમને ભમાવવા માટે આપેલો હતો! એનાં નાણાં મળવાં અસંભવિત હતાં. એ દરમિયાન તમારા હારના હીરા વગેરે લઇને ચીનાઇ રફુચક્કર થઇ જાત. આપ નામદાર કાલે આવ્યા ત્યારે જયંત આ બાબતની તપાસ માટે જ બહાર ગયો હતો: એ પાછો ફરે તે પહેલાં મ્હને ખબર મળી કે જે 'જ્યુએલ કેસ'માં આપે ભેટ આપેલો હીરાનો હાર રહેતો હતો તેના જ જેવો બીજો 'જ્યુએલ કેસ' મ્હને કયાં મળી શકશે એટલે હું ત્યાં ગયો. 'જ્યુએલ કેસ' મેળવ્યો અને નટવર સાથે સંતલસ કરીને ચીનાઇને મળવા ગયો. નટવરે વખત જોઇને પથ્થર ફેંકયો એટલે ચીનાઇ તપાસ કરવા દોડયો. એ દરમિયાન મ્હેં 'જ્યુએલ કેસ' બદલી લીધો. અને પછી જ્યારે ચીનાઇને ખબર પડી હશે કે 'જ્યુએલ કેસ' ખાલી છે ત્યારે એ સમજી ગયો હશે કે બાજી બધી બહાર પડી ગઇ છે, એટલે એ નાસી છૂટયો.'

'પણ તમે એને શી રીતે પોતાનો 'જ્યુએલ કેસ' બતાવવાને લલચાવી શક્યા?' સરસાહેબે પૂછ્યું.

પંડિતજીએ હસીને એ વાત ઉડાવી. ચીનાઇને કહેલી કહાણી ફરીથી કહેતાં એનો રસ ઉડી જાય એમ હતું.



# મેનાવતી

એ દસ વરસમાં એક પણ દિવસ ભાગ્યે જ એવો ગયો હશે કે જ્યારે જયંતને જરાવાર પણ ફુરસદ મળી હોય! સેંકડો કેસોમાં એની સલાહ લેવામાં આવતી અને અનેકમાં એને જાતે હાજરી આપવી પડતી તથા ઉકેલ ને નિકાલ કરી આપવો પડતો. ધીરે ધીરે એનું નામ હદપારનું જાણીતુ થઇ ગયું હતું એટલે એની ઉપાધિનો પાર ન હતો. એ લાંબા ગાળામાં સેંકડો નોંધવા જેવા કેસો આવ્યા હશે એ તો સમજી શકાય એવી વાત છે પણ જે કેસમાં કાંઇ અવનવી વિગત હોય અને ખાસ કરીને ઉપરથી સાદો દેખાતો હોય છતાં અંદરખાને ઘણો ભેદ હોય એવા કેસની નોંધ હું રસપૂર્વક લઉં છું. એ વાંચનારથી અજાણ્યું નથી એટલે મ્હારી નોંધ ઉપરથી એવો જ એક કેસ મીસ મેનાવતી મહેતાનો રજૂ કરું છું. કારણ કે હજીયે એ જાણે તાજોજ ન હોય એમ મ્હને લાગે છે

અને જે કાંઇ ઉણપ હોય તે મ્હારી નોંધપોથીની મદદથી પુરાઇ રહે એમ છે એટલે હરકત નથી.

એ દિવસે તા. ૨૯ મી એપ્રીલ ને શનિવાર હતો. બપોરના વખતે અમે પહેલ વહેલું મેનાવતી મહેતાનું નામ સાંભળ્યું. તે દિવસે જયંત સર ધનમોહનદાસના એક ઘણા જ અગત્યના કેસમાં રોકાયો હતો અને એ કામ એવું ગુંચવણ ભરેલું હતું કે પોતાનું મન બીજામાં રોકાય નહિ અને ખલેલ પડે નહિ તે માટે જયંત બીજું કાંઇ સાંભળતો ન હતો. એના એવા વિચાર છતાં એ મીસ મહેતાને ના ન પાડી શક્યો એ મ્હને યાદ છે. એને જોઇને જ એ એની વાત સાંભળવા લલચાયો હોય એ સંભવિત છે. મીસ મહેતા ઉગતી જુવાનીમાં આવેલી, ખડતલ બાંધાની, સુંદર દેખાવની કુમારિકા હતી.

'તમારી તબીયત વિષે કહેવા જેવું નહિ હોય!' જયંતે એને જોઇને કહ્યું. 'આવી સરસ રીતે સાઇકલ ચલાવનારની શકિત વિષે કહેવા જેવું હોય જ નહિ!'

'ખરી વાત છે! મ્હારે સાઇકલનો સારી રીતે ઉપયોગ કેટલીક વાર કરવો પડે છે. અને એને અંગે જ મ્હારે આપની મુલાકાત લેવી પડી છે.'

મ્હારા મિત્રે એના હાથ તરફ જોયું અને બોલ્યોઃ 'પહેલાં મ્હને લાગ્યું કે તમે ટાઇપરાઇટીંગ ખૂબ કરતાં હશો પણ એમ નથી. હારમોનીઅમ ઉપર બહુ ઝડપથી તમે આંગળાં ચલાવો છો. ટાઇપરાઇટીંગ અને હારમોનીઅમ બન્ને આંગળાંનો સતત ઉપયોગ માગી લે છે. એક વધારે ને બીજું જરા ઓછો. તમે સંગીતનાં ઉપાસક છો.'

'હાજી. હું એ શીખવું છું.'

'મુંબાઇ બહાર. આપનો ચહેરો એ કહી આપે છે.'

'બરાબર છે. કુદરતના ભરપુર સૌંદર્યમાં મ્હારે મ્હારૂં

કામ કરવાનું છે. વીરપુર સ્ટેશનની પશ્ચિમે કેટલાક માઇલ દૂર.'

'લગભગ દરિયા કિનારે જ કહોને. બોલો, મેનાબ્હેન, તમને ત્યાં શો ત્રાસ પડ્યો ?'

એ જુવાન કુમારિકાએ એના જવાબમાં નીચે મુજબ સુસ્પષ્ટ અને સુશ્લિષ્ટ નિવેદન કર્યું:

'મ્હારા પિતાજી થોડા વરસ પર જ મરણ પામ્યા. એમની હું એકની એક લાડકી દીકરી હતી. મ્હારી માતા હજી જીવે છે અને એ મુંબાઇમાં જ રહે છે. અમારે સગામાં માત્ર એક કાકા જ છે. એ ઘણાં વર્ષોથી આફ્રિકા ચાલ્યા ગયા છે અને એમની કાંઇ ખબર અંતર નથી. એમને ગયે પચીસ વર્ષ થયાં. મ્હારા પિતાજીના મરણ વખતે અમારી સ્થીતિ સારી ન હતી પણ તે પછી 'ટાઇમ્સ'માં એક જાહેર ખબર અમારી બાબત છપાઇ હતી. તેમાં અમારી સ્થીતિ અને સ્થાન અમુક વકીલને બતાવવાનાં હતાં. એ દરમિયાન મ્હારા અભ્યાસ અને જીવન વિષે થોડુંક કહી લઉં મ્હારા પિતાજીના વિચાર હિંદુ-સમાજનો ભયંકર સડો જોવાથી ઉગ્ર સુધારક જેવા થઇ ગયા હતા અને એમનો વિચાર મ્હને બને તેટલું સારૂં શિક્ષણ આપ્યા પછી જ પરણાવવાનો હતો તેથી એમના મરણ સમયે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હું અભ્યાસ કરતી હતી. સાથે સાથે સંગીતનું શિક્ષણ પણ એમણે મ્હને અપાવ્યું હતું. તે પછી હું મેટ્રીક પસાર કરી કૉલેજમાં ગઇ પણ પછી પૈસાની અગવડે મ્હારે કૉલેજ છોડવી પડી. એ અરસામાં પેલી જાહેર ખબર વાંચી હું એ વકીલને મળી આવી. મ્હને એમ હતું કે કદાચ મ્હારા કાકાએ પોતાની મીલકતની વારસ મ્હને ઠરાવી હશે અને એને લીધે એમના વકીલે આ જાહેર ખબર છપાવી હશે એટલે મળવા જવામાં વિલંબ ન કર્યો. ત્યાં કરસનદાસ અને નેમચંદ નામના બે જણ દક્ષિણ આફ્રિકાથી આવેલા તે મ્હને

મળ્યા. કરસનદાસ, જરા પુખ્ત ઉંમરનો તથા સારા દેખાવનો સભ્ય ગૃહસ્થ જણાતો હતો પણ વનેચંદ હલકા સ્વભાવનો અને ઉચ્છૃંખલ જુવાન લાગતો હતો. એમણે કહ્યું કે મ્હારા કાકા રઘુનાથજી વનમાળી મહેતા એમના મિત્ર હતા અને એ થોડા વખત પર જોહન્સબર્ગ ખાતે ગરીબીમાં ગુજરી ગયા હતા. એમણે મરતી વખતે એમના ભાઈના પરિવારની ખબર અંતર રાખવાની એ બેઉને ભલામણ કરી હતી એટલે એમણે આ જાહેર ખબર છપાવી હતી. આખી જીંદગી સુધી સંભાર્યાં ન હતાં અને છેક છેલ્લે અમે કેમ યાદ આવ્યાં એના જવાબમાં એ લોકોએ ખુલાસો કર્યો કે એમને પોતાના ભાઈના મરણના સમાચાર મળ્યા હોવાથી તમે નિરાધાર હશો એમ ધાર્યું હતું અને એને લીધે અમને ખાસ કરીને તમારી સંભાળ લેવાનો આગ્રહ કર્યો હતો.'

'એ વાત ક્યારે થયેલી?' જયંતે પૂછ્યું.

'ગયા ડિસેંબરમાં–ચાર મહિના ઉપર.'

'પછી—'

'મ્હને વનેચંદને જોઈને એના પ્રત્યે સુગ આવી હતી એટલે એવા માણસ સાથે ઓળખાણ રાખવા હું ખુશી ન હતી. એવા લોકોના સંબંધમાં હું આવી છું એ જો મી. શ્રોફ જાણે તો એમને ઘણું ખરાબ લાગે.'

'એમ? મી. શ્રૉફ?'

'એ હમણાં દિલ્હીમાં ઇમ્પીરીયલ બેંકમાં છે. અમારાં લગ્ન ઘણું કરીને આ વરસે બે મહિનામાં થઈ જશે. એમનું પૂરું નામ શાંતિલાલ જીવણલાલ શ્રૉફ છે. વનેચંદ કરતાં કરસનદાસ લાખ દરજ્જે વધુ સભ્ય લાગવાથી એની સાથે મ્હેં વાત કરી. એણે અમારી સ્થીતિ અને વહેવાર વિષે પૂછ્યું. અને છેવટે એણે એની દસ વર્ષની દીકરીને સંગીતનું શિક્ષણ આપવા માટે

મ્હને મહિને સવાસો રૂપિયાના પગારે રોકવાની ઇચ્છા જણાવી. તે ઉપરાંત રહેવા ખાવાની સગવડ એ પોતાના બંગલામાં કરી આપશે એમ પણ જણાવ્યું. આવી સારી તક જવા દેવી એ મ્હને ઠીક ન લાગે એ સ્વાભાવિક છે એટલે મ્હેં હા પાડી. મ્હારી માતાથી વિખૂટી પડવા હું તૈયાર ન હતી પણ તેનો એ રસ્તો કાઢ્યો કે દર શનિવારે મ્હારે મુંબાઇ આવી જવું અને સોમવારે પાછા ફરવું. આ રીતે દર અઠવાડિયે એને મળવાની પણ સગવડ થઇ શકે એમ હતી એટલે હું મણિપુર પાસેના એ લોકોને બંગલે ગઇ. એ જગ્યા વીરપુર સ્ટેશનથી છએક માઇલ દૂર છે. એના ઘરમાં એ પોતે તથા એની દસેક વર્ષની ગલગોટા જેવી દીકરી તથા પાનબાઇ કરીને રસોઇયણ એટલાં જ હતાં. કરસનદાસની પત્ની મરણ પામી હતી અને દીકરી સિવાય બીજું કાંઇ સંતાન મૂકી ગઇ ન હતી. એ પોતે ભલો અને મીલનસાર માણસ હતો એટલે એના બંગલામાં મ્હને ઠીક ગોઠી ગયું. એને પોતાને પણ સંગીતનો શોખ હતો એટલે કંઇક આનંદ આવતો. દર શનિવારે હું મુંબાઇ જઇ મ્હારી માતા સાથે રવિવારની રજા ગાળી આવતી અને આ રીતે મ્હારા દિવસો સુખમાં જવા લાગ્યા.

'એ સુખમાં પહેલો ખતરો વનેચંદના આવવાથી પડ્યો. એ ત્યાં એક અઠવાડિયુ રહેવા આવ્યો હતો. એ અઠવાડિયુ મ્હને વરસ જેવડુ લાગ્યું. એનું મ્હોં મ્હને દીઠુ ગમતુ ન હતું. એણે કોઇપણ બ્હાને મ્હારી સાથે વાત કરવાના પ્રસંગ શોધવા માંડ્યા અને છેવટે કહી ચૂક્યો કે એ મ્હને હૃદયના ખરા પ્રેમથી ચાહતો હતો તથા પરણવા ખુશી હતો. મ્હેં એને ધધડાવીને ના પાડી કારણ કે મ્હારો વિવાહ થઇ ચૂક્યો છે એ હું આપને કહી ગઇ છું. એક વખત તો એણે મ્હારો હાથ પકડ્યો એટલે મ્હેં બૂમ મારી એ સાંભળી

કરસનદાસ ત્યાં આવી લાગ્યા અને બન્ને વચ્ચે સખત બોલાચાલી થઇ. વાત એટલે સુધી વધી પડી કે બેઉ જણુ મારા મારી પર આવી ગયા અને એને પરિણામે વનેચંદને જતા રહેવું પડયું. તે પછી વનેચંદને મ્હેં જોયો નથી.

'હવે જે વિષે મ્હારે આપને તસ્દી આપવી પડે છે તે મુદ્દા પર આવું. દર શનિવારે મુંબાઇ આવવા માટે મ્હારી સાઇકલ પર બેસીને હું નીકળું છું અને વીરપુરથી ૧૨-૨૨ ની ટ્રેન પકડું છું. એ રસ્તો ઘણો જ એકલવાયો છે અને એક જગ્યાએ તો એક માઇલ સુધી બહુ જ શાંત અને નિર્જન જગ્યાએ થઇને એ જાય છે. એની એક બાજુએ ખાડી છે અને બીજી બાજુએ જંગલ છે. પહેલાં મણિપુરના જાગીરદાર ત્યાં રહેતા. તે વખતે એ વિભાગ ઘણો આબાદ હતો પણ હાલ તો એ પ્રદેશ સાવ નિર્જન થઇ ગયો છે અને વાડીને ઠેકાણે જંગલ થઇ ગયું છે. હજીયે જાગીરદારની હવેલી છે પણ તેમાં કોઇક જ વખત વસ્તી હોય છે. એ રસ્તે તમને ભાગ્યે જ કોઇ ખટારો કે માણસ મળે એટલો એ નિર્જન છે. છેક બાણડુંગરી પાસેના મોટા રસ્તે તમે જાવ નહિ ત્યાં સુધી તમને માણસનું મ્હોં જોવાનું પણ ભાગ્યે જ મળે! બે અઠવાડિયાં પર જ્યારે હું આ નિર્જન જગ્યાએથી પસાર થતી હતી ત્યારે એક કાળી દાઢીવાળા સાધારણ ઉમરના માણસને સાઇકલ પર બેસીને મ્હારી પાછળ બસોએક વારને છેટે આવતો જોયો. હું વીરપુર પહોંચી ત્યારે મ્હેં પાછળ જોયું તો કોઇ જણાયું નહિ તેથી એ વિષે મ્હને કાંઇ વિચાર ન આવ્યો. પણ સોમવારે જ્યારે હું પાછી ફરી ત્યારે એ જ નિર્જન જગ્યાએ એ માણસને મ્હારાથી એટલે દૂર સાયકલ પર બેસીને આવતો જોઇ મ્હને કેટલી નવાઇ લાગી હશે તે આપ સમજી શકશો. મી. જયંતરાય! ફરીથી જ્યારે શનિવારે હું મુંબાઇ આવવા નીકળી ત્યારે

પણ આબાદ એ માણસ એ જ જગ્યાએ જણાયો અને પાછો મોટો રસ્તો આવતાં અદૃશ્ય થયો. સોમવારે પણ એમ થયું. એ હમેશાં મ્હારાથી બસો અઢીસો વાર દૂર રહેતો હતો અને હજી સુધી એણે મ્હારી જરાએ હેરાનગતિ કરી નથી. એ વાત મ્હેં કરસનદાસને કરી. એમણે તે ધ્યાન દઇને સાંભળી અને મ્હને કહ્યું કે પોતે ઘોડાની ડૉગકાર્ટનો ઓર્ડર આપ્યો છે અને તે એકાદ અઠવાડિયામાં આવી જશે પછી આ ત્રાસ મટી જશે, એ આવશે એટલે એ નિર્જન રસ્તે મ્હારે એકલા મુસાફરી કરવા વખત નહિ આવે.

'આ અઠવાડિયે ઘોડો તથા ગાડી આવી જવાનાં હતાં પણ હજી ગાડી તૈયાર ન થઇ હોવાથી જરા વિલંબ થયો છે. આજે મ્હારે અહીં આવવું હતું એટલે સાઇકલનો ઉપયોગ કર્યા સિવાય છૂટકો ન હતો. જ્યારે ખાડી અને જંગલ આવ્યું ત્યારે એ નિર્જન રસ્તા પર પેલા સાઇકલવાળા સજ્જનને મ્હેં પાછો જોયો. એ એનો એજ માણસ હતો. એ મ્હારાથી એટલો દૂર રહેતો હતો કે એનું મ્હોં હું બરાબર જોઇ ન શકું. એનાં કપડાંમાં કાળો હાફકોટ તથા ધોતિયું અને માથે ટોપી હતાં. એનું મ્હોં બરાબર દેખાતુ ન હતુ પણ એની લાંબી કાળી દાઢી નવાઇ પમાડતી હતી. આજે મ્હને ઘણી અજાયબી લાગી અને એનો એમ કરવામાં શો હેતુ છે તે જાણવાનું મ્હેં મન સાથે નક્કી કર્યું. એ ઉપરથી મ્હેં મ્હારી સાઇકલ ધીમી કરી. એ જોઇને એણે પણ એમજ કર્યું. હું થોભી ગઇ એટલે એ પણ થોભી ગયો. પછી મ્હેં એને પકડવાની યુકિત કરી. રસ્તે જ્યાં વળાંક આવે છે ત્યાં સડસડાટ સાઇકલ ચલાવી એકદમ ઉભી રહી. એ અટકી શકે તે પહેલાં મ્હારી આગળ થઇને ચાલ્યો જશે એવું મ્હેં અનુમાન બાંધ્યું હતું પણ એ દેખાયો જ નહિ. એટલે હું પાછી ફરી ને ચારે તરફ જોયું. એક માઇલ સુધી રસ્તા પર નજર

પડતી હતી પણ એનો પત્તો જ ન હતો. નવાઈની વાત તો એ હતી કે આજુબાજુ બીજે કોઈ ઠેકાણે પણ રસ્તો ન હતો કે જ્યાં એ જઈ શકે!'

'આ કેસ જરા નવાઈ જેવો છે ખરો. નટવર!' જયંત બોલ્યો. પછી તેણે મેનાવતીને પૂછ્યું: 'તમે એ વળાંક લીધો અને પાછા ફરીને જોયું તો એ માણસ અદશ્ય થઈ ગયો હતો, એ બે વચ્ચે કેટલો વખત ગયો હશે?'

'બેથી ત્રણ મીનીટ.'

'તો પછી એ રસ્તાની બાજુએ ગયો હોવો જોઈએ પણ તમે કહો છો કે એવો આડમાર્ગ જ નથી?'

'એક પણ નહિ.'

'તો તો એ એકાદ બાજુએ પગદંડીએ પડી ગયો હશે.'

'એ જંગલમાં હોય તો, બાકી દેખાયા વિના ન રહે.'

'તો પછી એ જમીનદારની હવેલી તરફ ગયો હોવો જોઈએ. એ સિવાય બીજી જગ્યાએ એ જાય નહિ. બીજું કાંઈ?'

'કાંઈ નહિ. એને ન જોવાથી હું ગભરાઈ ગઈ હતી એટલે એ વિષે આપની સલાહ ન મળે ત્યાં સુધી મ્હને સંતોષ થાય એમ ન હતું.'

જયંત જરાવાર શાંતિથી બેસી રહ્યો.

'મી. શ્રૉફ હમણાં આ તરફ આવી શકે એમ નથી?'

'એમાં લાંબી રજા લેવી પડશે એટલે થોડા વખત માટે દીલ્હીથી એમને બોલાવવા તે ઠીક નથી લાગતું.'

'વખતે એ અચાનક આવે એમ તમને નથી લાગતું?'

'એ બનવાજોગ નથી. કદાચ એ હોય તો એવી રીતે વર્તે નહિ અને એમને હું ન ઓળખું એટલી મૂર્ખી નથી!'

'એ સિવાય બીજા કોઈએ માયા બતાવેલી?'

'ઘણાએ. હાઈસ્કુલનાં ઉપલાં ધોરણોમાં, મ્હારો વિવાહ

થયો ન હતો તે અગાઉ.'

'પણ પછીથી ?'

'પેલા વનેચંદે, જો એની ગણત્રી માણસમાં કરીએ તો.'

'બીજાએ નહિ ?'

અમારી અસીલ જરા વિચારમાં પડી.

'કોણ છે તે કહો તો ખરા ?'

'વખતે એ મ્હારી શંકા પણ હોય ! મ્હને કોઇ કોઈ વખત એમ લાગે છે કે કરસનદાસ મ્હારા તરફ એવી નજરે જુએ છે ! પણ હજી એ બાબત કાંઇ ખાત્રી નથી. ઘરમાં કોઇ નહિ એટલે માયા બતાવે એ બનવા જોગ છે પણ મ્હને વહેમ છે. એ મ્હારી સાથે ગૃહસ્થાઇથી વર્તે છે પણ પુરૂષ કરતાં સ્ત્રી એ વાત વધુ જલદી સ્હમજી જાય છે.'

'એમ બાબત છે !' જયંતે કહ્યું. 'એ શો ધંધો કરે છે ?'

'કંઇજ નહિ. એની પાસે પુષ્કળ પૈસા છે.'

'ગાડી કે ઘોડો નથી ?'

'એ સારી સ્થિતિનો માણસ છે. અઠવાડિયામાં એ બે ત્રણ વખત શહેરમાં જાય છે. એ શેરબજારમાં કંઇક ધ્યાન આપે છે.'

'બીજી કાંઇ વધુ વિગત બને તો મ્હને જણાવજો મીસ મ્હેતા ! હમણાં તો હું ઘણોજ કામમાં ગુંથાયલો છું, છતાં તમારા કેસમાં જોઇતી તપાસ કરતો રહીશ. તે દરમિયાન મ્હને પૂછ્યા સિવાય કોઇ પણ સાહસિક પગલું ભરશો નહિ. આપને જવું હોય તો જઈ શકો છો. આશા છે કે તમારા તરફથી સારા સમાચાર મળશે.'

એ સલાહ મળ્યા પછી મ્હોંપર સંતોષની લાગણી સાથે મીસ મ્હેતા ગઇ.

'કુદરતનો એ કાયદો છે નટવર ! કે આવી સૌન્દર્ય અને

પ્રતિભાશાળી કન્યાની પાછળ દિવાનાઓ રખડેજ!' જયંતે એના ગયા પછી કહ્યું. 'પણ એવા દિવાના આવા નિર્જન સ્થળે સાઇકલપર પાછળ ફરે એ જરા નવાઇ જેવું છે. એ કોઇ છૂપો પ્રશંસક હોવો જોઇએ. પણ એ ઉપરાંતય કેટલીક નવાઇ જેવી વિગતો એના કેસમાં છે. નટવર!'

'કે એ માણસ બરાબર એજ સ્થળે નિયમીત કેમ દેખાય છે એ કે નહિ?'

'હાસ્તો. આપણે સૌથી પહેલાં તો જમીનદારની હવેલીમાં કોણ રહે છે તે જાણવું જોઇએ. પછીથી કરસનદાસ અને વને-ચંદનો સંબંધ જાણવો જોઇએ. એ બન્ને રઘુનાથ વનમાળીને શી રીતે ઓળખતા હતા કે એનાં સગાંવ્હાલાંની શોધ આ રીતે કરતા આવ્યા? અને છેલ્લી વાત તો એ છે કે સ્ટેશનથી છ માઇલ દૂર રહેવા છતાં ગાડી ઘોડો ન રાખનાર સજ્જન શી રીતે અવા નજીવા કામ માટે સવાસો રૂપિયા પગાર આપતો હશે? એ વિચિત્ર નથી લાગતું? નટવર!'

'તું તપાસ કરવા જશે?'

'ના બાપુ ના! મ્હારે બદલે તારે જવાનું છે. આ સાધારણ વાત છે અને તું પ્રયત્ન કરી જો. મ્હારાથી સર સાહેબનો કેસ છોડીને જવાય એવું નથી. તું સોમવારે સવારે જા અને એ નિર્જન સ્થળે એક બાજુ છુપાઇ રહેજે તેમજ તને ઠીક લાગે તે મુજબ વર્તજે. પછી હવેલીના રહીશ સંબંધે તપાસ કરી પાછો આવજે અને જે વિગત મળે તે મ્હને જણાવજે. ત્યાં સુધી હવે એ વિષે આપણે વાત કરવાની જરૂર નથી.'

અમે મીસ મ્હેતાને એ કઇ ગાડીમાં સોમવારે પાછી ફરે છે એ પૂછ્યું હતું તેના જવાબમાં ઘણુંખરૂં ૯-૫૦ ની લોકલમાં એ જતી હોવાનું એણે જણાવ્યું હતું તેથી હું સોમવારે

સવારે ૯–૧૩ ની ગાડીએ ગયો અને વીરપુર ઉતર્યો. ત્યાંથી મણિપુરનો માર્ગ શોધી કાઢતાં મ્હને મુશ્કેલી ન નડી અને થોડા વખતમાં મીસ મ્હેતાએ વર્ણવેલી નિર્જન જગ્યાએ જઇ પહોંચ્યો. એ સ્થળ એણે વર્ણન કર્યું હતું તેવું જ હતું. રસ્તાની આજુબાજુ પગદંડીઓ હતી અને કેટલીક જગ્યાએ એવી મોટી વાડ હતી કે તેની પાછળ કોઇ ભરાઇ રહ્યું હોય તો ખબર પણ પડે નહિ. જમીનદારની હવેલી રસ્તાપરથી દેખાતી ન હતી પણ એની આજુબાજુના જંગલ જેવા બાગપરથી એ એટલામાંજ અંદરની બાજુ હોવી જોઇએ એમ લાગતું હતું.

એક જગ્યાએ રસ્તાથી જરા છેટે ઘટાદાર ઝાડને ઓથે છૂપાઇ જવાનું મ્હેં પસંદ કર્યું. ત્યાંથી બન્ને બાજુ તરફ એકેક માઇલ સુધી નજર નાખી શકાતી હતી. હું સંતાયો ત્યારે બન્ને તરફનો રસ્તો નિર્જન હતો પણ થોડીવારમાં હું આવ્યો તેની સામી બાજુએથી એક જણ સાઇકલ પર બેસીને આવતો જણાયો. એણે કાળો હાફકોટ પહેર્યો હતો તથા કાળી દાઢી હતી. એ જૂની હવેલીના જીર્ણ બગીચા પાસે આવતાં જ સાઇ-કલપરથી ઉતરીને એક બાજુ છૂપાઇ ગયો; અને મ્હારી નજર બહાર ગયો.

પા કલાક ગયો હશે એટલામાં વીરપુર તરફથી એક સાઇ-કલ આવતી લાગી. એના પર બેસીને મીસ મ્હેતા પૂર જોસમાં આવતી હતી. એને મ્હેં હવેલીના જીર્ણ બાગ નજીક આવી ત્યારે પાછળ જોતાં જોઇ. એ જરા આગળ આવી એટલે બસો-એક વાર પાછળ પેલો માણસ પણ પોતાની સાઇકલ પર આગ-ળના હેન્ડલ પર શીર ઝુકાવીને આવવા લાગ્યો. મીસ મ્હેતાએ એને જોયો ને સાઇકલ ધીમી કરી. એણે પણ પોતાની સાઇ-કલ ધીમે ચલાવી. મીસ મ્હેતા થોભી ગઇ એટલે એ પણ અટકી ગયો. બન્ને વચ્ચે બસો વારનું સાધારણ છેટું જળવાયે

જતું હતું. એકાએક મીસ મ્હેતા પોતાની સાઇકલ પાછી ફેરવી એના તરફ દોડી. એ પણ એ રીતે પાછો ફરી આગળ નાઠો અને થોડીવારમાં જ પેલા વળાંક પાછળ અદ્રશ્ય થઇ ગયો. મીસ મ્હેતા જરાવાર પછી પાછી ફરી પોતાને માર્ગે પડી.

હું મ્હારી છૂપાવાની જગ્યાએથી બહાર ન નીકળ્યો તે ઠીક કર્યું. કારણ કે થોડીવારમાં પેલો માણસ પાછો ફર્યો અને પોતાની સાઇકલ લઇ હવેલીના જીર્ણ ભાગમાં ભરાઇ ગયો. થોડીવાર સુધી તો મ્હેં એને એના હાથ ઉંચા કરી એના ગળા આગળ બાંધેલો રૂમાલ કે કોટની ગલાપટી અથવા તો પછી ખમીસનો કૉલર ઠીક કરતાં જોયો. એ પછી સાઇકલ પર બેસી ધીરે ધીરે હવેલી તરફ ગયો અને મ્હારી દૃષ્ટિમર્યાદા-માંથી એ અદ્રશ્ય થયો.

છેવટે મ્હારી સવારની કામગીરી બરાબર બજાવવાના સંતોષ સાથે હું વીરપુર પાછો ફર્યો અને ત્યાં જઇને જાગીર-દારની હવેલીના રહીશ વિષે તપાસ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. એની વ્યવસ્થા મુંબાઇમાં ચર્ચગેટ સ્ટ્રીટની હાઉસ એજંટની એક પેઢીને હસ્તક હતી. મુંબાઇ આવીને સૌથી પહેલો એ પેઢીમાં હું તપાસ કરી આવ્યો પણ આ વરસે એ મકાન બારોબાર કોઇ વ્રજગોવિંદ નામના મહારાજને ભાડે અપાયલું હતું એમ ખબર મળી. વ્રજગોવિંદ વૃદ્ધ ઉંમરનો બ્રાહ્મણ હતો એટલી ખબર એણે આપી. એના વિષે એને વધુ કાંઇ માહિતી ન હતી.

જયંતે એ બધી લાંબી વિગતો મ્હેં કહી ત્યારે ધ્યાન દઇ ને સાંભળી, પણ એક પણ શબ્દ એ પ્રશંશાનો બોલ્યો નહિ તેથી મ્હને જરા અજાયબી લાગી. પ્રશંશાને બદલે એણે મ્હેં શું ન કરવામાં ગફલત કરી તે વિષે મ્હને સંભળાવ્યું:

'એક તો તારી સંતાવાની જગ્યા બરાબર નહિ હતી,

નટવર! તારે બને તેટલા રસ્તાની નજીક સંતાવું જોઇતું હતું. વાડની પાછળ સંતાયો હોત તો ચાલત. ત્યાં સંતાયો હોત તો પેલા માણસને વધુ નજીક રહીને જોઇ શકત. ઉલટો તું તો સો વાર દૂર હતો એટલે મીસ મ્હેતા કરતાં કાંઇજ વધારે તું કહી શકે એમ નથી! એ ધારે છે કે એ માણસને પોતે ઓળખતી નથી. મ્હારૂં માનવું છે કે એ ઓળખે છે. એમ ન હોય તો પેલો માણસ એનાથી એટલો દૂર શા માટે રહે? તું કહે છે કે એ હેન્ડલ પર ઝૂકીને બેઠો હતો. તે પણ એજ વાત પુરવાર કરે છે. સમજ પડીને. તેં વધારે શું કર્યું? ઉલટો તું તો ત્યાંથી ચર્ચગેટ સ્ટ્રીટમાં જઇને તપાસ કરે છે કે હવેલીમાં કોણ રહે છે?'

'ત્યારે શું કરવું જોઇએ?' મ્હેં પૂછ્યું.

'અરે એટલામાં જ કોઇ પીઠાબીડામાં જવું હતું. ત્યાં તને બધી યે ખબર મળી રહેત. ચહાનું હૉટલ જડે તો ત્યાં તપાસ કરવી હતી. એ સ્થળે તને એના રહેનારનું, નોકરચાકરનું અને બધાયનું નામ ને કામ મળી શકત! વ્રજગોવિંદ! એ નામ જાણ્યે શું વળે? એ જો બુઢ્ઢો હોય તો તો પછી એ સાઇકલ પર આટલો કાબુ રાખનાર જુવાન ન હોવો જોઇએ. તારા જવાથી શું વળ્યું? એટલું જ કે મીસ મ્હેતાની વાત ખરી છે. પણ એ ખોટી છે એમ આપણે ક્યાં માનતા હતા? પેલા સાઇકલ વાળાને હવેલી સાથે સંબંધ છે. એ પણ આપણી જાણ બહાર ક્યાં હતું? એ હવેલીમાં વ્રજગોવિંદ રહે છે. એ હોય કે એનો બાપ હોય પણ એટલાથી આપણું કામ વળે એમ નથી! એમ ખોટું લગાડવાની જરૂર નથી પણ હવે શનિવાર સુધીનો વખત આપણને મળે છે અને ત્યાં સુધી એક એ બાબત હું જાતે જ તપાસ કરી આવીશ. પછી આપણે સાથે જ જઇશું.'

બીજે દિવસે સવારે મીસ મ્હેતા તરફથી એક કાગળ મળ્યો. તેમાં મ્હેં જે કહ્યું હતું તે જ વિગત લખી હતી અને છેવટે ઉમેર્યું હતું કે:

'આખરે મી. જયંતરાય, મ્હારી શંકા ખરી પડી છે. કરસનદાસે મ્હારી પાસે લગ્નની માગણી કરી છે. અલબત્ત, એને મ્હારે માટે લાગણી છે એની ના પડાય એવું નથી છતાં મ્હારો નિર્ણય તો ક્યારનો થઇ ચુકેલો છે એટલે મ્હેં ના પાડી. ગૃહસ્થાઇથી તે તેણે સાંભળી ખરી પણ મ્હારો રસ્તો હવે સીધો રહ્યો નથી. વખતે મ્હારે આ જગ્યા છોડવી પણ પડે!'

'મીસ મ્હેતા હવે ઉંડા પાણીમાં ઉતરતી લાગે છે!' જયંતે એ વાંચીને કહ્યું. 'ખરેખર! આ કેસ હવે વધુ રસીક થતો જાય છે! આજે બપોરના મ્હારે બહાર જઇને થોડીક તપાસ કરવી પડશે.'

જયંતે શાંતિથી ગાળવા ધારેલો દિવસ અશાંતિમાં પસાર થયો હોય તેમ એ સાંજે પાછો ફર્યો ત્યારે મ્હને લાગ્યું. એના હોઠ પર નાનો સરખો ઉઝરડો થયો હતો અને કપાળ પર ખાસું મોટું ઢીમું હતું. એ ઉપરાંત એને કોઇની સાથે સાઠમારી કરવી પડી હોય એમ પણ લાગતું હતું. એ આવ્યો તેવો ખૂબ હસ્યો અને મ્હને કહ્યું:

'જરા સારી જેવી કસરત આજે કરવી પડી નટવર! છે કે હું મુક્કાબાજીમાં કોઇ કોઇ વખત ભાગ લઉં છું નહિ તો આજે બરાબર મેથીપાક ખાઇને આવ્યો હોત.'

મ્હેં એને બધી વાત અથઇતિ કહેવા વિનંતિ કરી.

'મ્હેં પેલું પીઠું શોધી કાઢ્યું અને ત્યાં જઇને તપાસ ચલાવી. મ્હેં ત્યાં જઇને એકજણ સાથે ઓળખાણ કર્યું અને એની પાસેથી પુરતો દારૂ પાઇને જોઇતી હકીકત કઢાવા માંડી. 'વ્રજગોવિંદ મહારાજ કોઇ વૃદ્ધ માણસ છે અને એ પોતાના

થોડાક નોકર સાથે હવેલીમાં રહે છે. એના ત્યાં રહેવા આવ્યા પછીના એક બે બનાવ એના મહારાજ નામને કલંક લગાડે એવા હતા તે પણ એણે કહ્યું. એ ઉપરાંત દર અઠવાડિયે શનિ–રવિવારે બીજા ઘણા માણસો ત્યાં આવતા હતા એ એણે કહ્યું. એમાં વનેચંદ કરીને કોળિયા જેવો એક જણ તો પડ્યો ને પાથર્યો રહેતો એમ એણે જણાવ્યું. એટલી વાત અમે કરી ત્યાં તો એ ભાઇસાહેબ જ અંદરથી આવ્યા. એ અંદરની બાજુ દારૂની મઝા માણતો માણતો અમારી વાત સાંભળતો હતો. હું કોણ હતો? મ્હારે શાની જરૂર હતી? આ જાતના સવાલો પૂછવાની મ્હને શી જરૂર હતી? એ બધું એ ધાણી ફૂટે તેમ પૂછી ગયો અને એણે વિશેષણોનો બધો ભંડાર ખાલી કરીને પોતાની જીભ છૂટી મૂકી દીધી. પછી તો એણે હાથચાલાકી કરવા માંડી એટલે મ્હેં એને બરાબર જવાબ આપ્યો. એનું પરિણામ મારી બાબતમાં શું આવ્યું તે તો તું આ ઉઝરડા અને ઢીમાથી સમજી શકે છે, બાકી વનેચંદને ખટારામાં નાખીને લઇ જવો પડ્યો હશે! મ્હારી મુલાકાતનો એજ રીતે અંત આવે છે અને તારા કરતાં હું કાંઇ વધારે ધાડ નથી મારી આવ્યો નટવર!'

ગુરૂવારે અમને મીસ મ્હેતા તરફથી બીજો કાગળ મળ્યો.

'છેવટે મ્હેં કરસનદાસની નોકરી છોડવાનો નિર્ણય કર્યો છે અને આ શનિવારે મુંબાઇ આવ્યા પછી હું પાછી ફરવાની નથી. આટલો મોટો પગાર પણ હવે મ્હને લલચાવી શકે એમ નથી. એમણે હવે ઘોડાગાડી વસાવી છે એટલે રસ્તાની મુસીબતોનો અંત આવે છે; છતાં મ્હારે ઉપલો નિર્ણય કરવો પડે છે તેનું કારણ એ છે કે પેલો વનેચંદ પાછો અહીં દેખાયો છે. એને કાંઇ અકસ્માત નડયો છે અને એ અહીં કરસનદાસને મળવા આવે છે. એ મ્હારી સાથે એક હરફ પણ બોલ્યો નથી. એને છાંયે પણ ઉભા ન

રહેવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. એવા માણસ સાથે કરસનદાસે શા માટે સંબંધ રાખ્યો હશે? જે થાય તે ખરૂં પણ હવે આ ત્રાસમાંથી થોડા વખતમાં હું મુક્ત થવા ધારૂં છું. અને તે પછી તો જલદીથી અમારાં લગ્ન પણ થઇ જશે. એ પણ હવે આ જગ્યા છોડવા માટે લલચાવનારૂં કારણ માનીએ તો માની શકાય.'

'હું પણ એમજ ધારૂં છું નટવર!' જયંતે કહ્યું. 'એની આજુબાજુની જાળ વધુ જકડાતી લાગે છે.'

એક માણસ છૂપાઇને એના જેવી સૌંદર્યવતી બાળાની પાછળ પડે એ નવાઇની વાત નથી, પણ એને જોઇને એ નાસી જાય એ નોંધવા જેવી બાબત ખરી. પેલો વનેચંદ એથી જુદા જ સ્વભાવનો માણસ છે. એણે એક વખત મીસ મ્હેતાને હેરાન કરી તેમજ હમણાં એ કરસનદાસને ત્યાં આંટા ફેરા કરે છે છતાં એને બોલાવવા યત્ન કરતો નથી એટલે પેલો સાયકલ વાળો એ હશે એમ માનવાને કારણ નથી. સાઇકલ વાળો માણસ વ્રજગોવિંદને ત્યાં આવતા રવિવારના મહેમાનોમાંનો કોઇ હોવો જોઇએ. પણ એ કોણ છે અને એમ કરવામાં એનો શો હેતુ છે તે સવાલ તો હજી ઉભો રહે છે. બીજા શનિવારની મુસાફરી છેલ્લી જ હતી અને તે એ સહીસલામતીથી કરી શકે તો પછી કાંઇ ત્રાસ રહેતો ન હતો. એ વખતે અમે બન્ને જણે વખતસર હાજર રહેવાનું નક્કી કર્યું હતું. પણ એ પ્રસંગની ગંભીરતા જ્યારે અમે બહાર નીકળ્યા ત્યારે જયંતે પોતાના ખીસ્સામાં એ રિવોલ્વર ભરીને સરકાવી ત્યારે મ્હને સમજાઇ અને એમ લાગ્યું કે આવા-ઉપરથી સાધારણ લાગતા બનાવોની પાછળ ભયંકર ભેદ છૂપાયો છે.

શુક્રવારે રાત્રે એકાએક થોડો વરસાદ પડયો હતો. અને બધો પ્રદેશ બીજે દિવસે સવારે રળિયામણો લાગતો હતો. હું અને જયંત સવારના પહોરમાં વીરપુર જવા નીકળ્યા અને

વખતસર સ્ટેશને ઉતરી મણિપુરને માર્ગે પડ્યા. અમે માઇલેક ચાલ્યા હઇશું એટલામાં દૂરથી કોઇ વાહન આવતું અમે જોયું.

'મ્હેં અર્ધો કલાક આગળ આપણે આવી લાગીએ એ રીતે ગોઠવણ રાખી હતી એટલે-' જયંતે કહ્યું. 'પેલી ગાડી જો મેનાવતીની હોય તો એ દર વખતે જાય છે તેથી આગળની ટ્રેનમાં જવા નીકળી હોવી જોઇએ. આપણે એને બચાવી શકીએ તે પહેલાં એ ભયના સ્થાને પહોંચી જશે.'

જ્યાંથી અમે જોયું તે જગ્યા ઘણી ઉંચાણ વાળી હોવાથી વળાંક લઇ ત્રણેક માઇલ દૂર ઉંચે જતો રસ્તો સાફ દેખાતો હતો. એ ઉંચાણ પર પેલી ગાડી હતી અને તે જોઇને જયંતે અનુમાન કર્યું હતું.

અમે આગળ ચાલ્યા એટલે અમારી દૃષ્ટિમર્યાદામાંથી ગાડી દેખાતી બંધ થઇ. જયંત ઘણીજ ઝડપથી આગળ વધતો હતો. એના જેટલી મ્હારી શક્તિ ન હતી એટલે હું ઘણીવાર પાછળ પડી જતો અને દોડીને એને પકડી પાડતો. કેટલેક દૂર ગયા પછી એકાએક એ અટક્યો અને એના મોંમાંથી નિઃશ્વાસ નીકળી પડ્યો. સામી બાજુએ એક ખાલી 'ડૉગકાર્ટ' ખેંચીને ઘોડો પુરપાટ આવતો જણાયો. એ ગાડીમાં કોઇ જ ન હતું.

'બહુ મોડું થયું! નટવર!' જયંતે બૂમ મારી. 'મ્હેં આગલી ટ્રેનનો વિચાર જ ન કર્યો! એનું હરણ થઇ ગયું લાગે છે! કે પછી ખૂન થયું હશે. પ્રભુ જાણે! જે થયું હોય તે ખરૂં. ચાલ જોઇએ આ ઘોડો પકડ. એમજ રસ્તો રોકીને પકડી લે. ઠીક કર્યું. ચાલો આપણે બેસી જઇએ અને આપણી ગફલતનું શું પરિણામ આવ્યું તે જોઇએ.'

અમે ગાડીમાં ચઢી બેઠા અને ઘોડાને ફેરવીને જયંતે જોરથી ચાબૂક લગાવી. એ ચારે પગે કૂદ્યો અને અમે મણિપુર

તરફ આગળ ચાલ્યા. જેવો અમે વળાંક લીધો તેવો જ એણે હાથ લાંબો કર્યો:

'પેલો દેખાય એ સાઇકલ વાળો, નટવર!'

દૂરથી એક જણ સાઇકલ પર આવતો દેખાતો હતો. એનું માથું એણે હેન્ડલ પર ઝુકાવ્યું હતું અને પુર ઝડપથી પૅડલ મારતો હતો. રેસના જૉકીની માફક એ પોતાની સાઇકલ ચલાવતો હતો. એકાએક એણે પોતાનું દાઢી વાળુ માથુ ઉંચુ કર્યું અને અમને જોયા. એકદમ એ સાઇકલ પરથી નીચે ઉતરી પડ્યો. કાળી ભમ્મર દાઢી એના ચહેરામાં ભાત પાડતી હતી. એણે અમને તથા ગાડીને જોઇ આશ્ચર્ય પામીને કહ્યું:

'ગાડી ઉભી રાખો.' એમ કહીને એણે પોતાની બાઇસીકલ રસ્તા વચ્ચે આડી ધરી. 'તમને આ ગાડી ક્યાંથી મળી? ઉભી રાખો' એમ કહીને એણે પોતાના ખીસ્સામાંથી રિવોલ્વર કાઢીને અમારી સામે તાકી. 'ઉભી રાખો, નહિ તો તમારા ઘોડાને હમણાં જ વીંધી નાખીશ.'

જયંતે લગામ મારા હાથમાં નાખી અને એકદમ ગાડી-માંથી કુદ્યો.

'તમને જ મ્હારે મળવું છે. મીસ મેનાવતી મ્હેતા ક્યાં છે?' જયંતે તરત જ મુદ્દાસર સવાલ કર્યો.

'એ હું તમારી પાસેથી જાણવા માગું છું. તમે એની જ ડૉગકાર્ટમાં આવો છો એટલે એ ક્યાં છે તેની તમને ખબર હોવી જોઇએ.'

'અમને તો ખાલી ગાડી રસ્તામાં મળી એટલે પાછી વાળીને એમને મદદ કરવા માટે દોડતા આવ્યા.'

'અરે ભલા ભગવાન! શું કરીશું હવે?' એણે મોટેથી હાય મારી. 'આખરે એ લોકોએ એને ફસાવી. હરામખોર વનેચંદ! ચાલો, ચાલો આપણે જલદીથી જઇ પહોંચીએ. તમે

એના હિતેચ્છુ હો તો મ્હારી સાથે ચાલો. આપણે બનતા સુધી એને બચાવી શકીશું અને તેમ નહિ થાય તો મરી જઇશું.'

એ તરત જ હાથમાં પીસ્તોલ સાથે આડમાર્ગે ચાલ્યો. જયંત અને હું તેની પાછળ ચાલ્યા.

'આ રસ્તે એ લુચ્ચાના પીર આવ્યા.' થોડે દૂર ગયા પછી કાદવમાં પડેલાં અનેક પગલાં બતાવી એણે કહ્યું. 'અરે પેલું કોણ પડયું છે? થોભો તો–'

સત્તર અઢાર વર્ષનો એક ભરજુવાન માણસ જે ઘોડાવાળા જેવો લાગતો હતો તે જમીન પર આડે પડખે પડ્યો હતો. એના માથા પર મોટો જખમ હતો અને એમાંથી લોહી વહેતું હતું. એના ઘા પર નજર નાખતાં મ્હને લાગ્યું કે એ બહુ ઉંડો ન હતો. એનાથી મૃત્યુ નીપજે એટલો એ ભયંકર ન હતો. હાડકાંને ઇજા થઇ લાગતી ન હતી.

'અરે! આ તો સામંત છે!' અમારો સાથીદાર બોલી ઉઠ્યો. 'એજ મેના સાથે ગાડી હાંકીને ગયો હતો. હરામખોરોએ સખત ફટકાર્યો લાગે છે! હરકત નહિ, એને એમજ રહેવા દો. આપણે હવે ચાલો. નહિતર મેનાનું રાયતું થઇ જશે!'

ગાંડાની માફક એ આગળ દોડ્યો. અમે હવેલીની નજીક પહોંચ્યા ત્યાં જયંતે કહ્યું:

'એ બાજુ નહિ. એ લોકો બહાર ગયા છે. આ તરફ જુઓ, આમ પગલાં આડાં જાય છે.'

એવામાં સ્ત્રીના અવાજમાં એક કારમી ચીસ સંભળાઇ. એ હૃદયવિદારક આર્તનાદ સાંભળી અમે બધા એ તરફ દોડ્યા.

થોડે દૂર ગયા એટલે અમારી નજર એ સ્થળમાં નવાઇ જેવો લાગે એવા એક દેખાવ પર પડી.

ઝાડની ઘટામાં એક નાની સરખી ચૉરી કરી હતી અને તેની બાજુમાં એક વૃદ્ધ બ્રાહ્મણ મંત્ર ભણતો બેઠો હતો. બીજી

દેવાય છે! તેના અગત્યના પુરાવા બેધારી તરવાર જેવા કેમ ના હોઇ શકે? ચાલ જલદી નાસ્તો કરી લે. નટવર, આપણે જઇને જોઇએ તો ખરા કે એ નામદારે કેવડો મોટો મોર માર્યો છે.'

મ્હેં જલદી જલદી ચહા પાણી પતાવી લીધાં. અને અમે બંને જણુ બનતી ઉતાવળે લક્ષ્મીનગર પહોંચી ગયા. અમને જોતાંજ જમશેદજીએ કહ્યું: 'કેમ મી૦ જયંત! તમારૂં કામ કેટલે સુધી આવ્યું? તમારો પેલો આદમી જડ્યો કે નહિ?'

'હજી તો હું કંઇ નિર્ણય ઉપર નથી આવ્યો.' મ્હારા મિત્રે જવાબ આપ્યો.

'અમે અમારો નિર્ણય ગઇ કાલેજ કર્યો છે અને અમારાં બધાં અનુમાન ખરાં પડ્યાં છે. તમે જોશો એટલે તમારી પણ ખાત્રી થયા સિવાય નહિ રહે.'

'બહુ સારી વાત છે.' જયંતે હસતાં હસતાં કહ્યું.

જમશેદજીના હરખનો પણ પાર ન હતો તેઓ પણ મોટેથી હસ્યા.

'દરેક વખતે કાંઈ બધાં અનુમાન સાચાંજ પડ્યા કરે એવું કંઇ ઓછુંજ બન્યા કરે છે! કેમ બોલ્યા નહિ? ડૉકટર સાહેબ! જરા આ બાજુ આવો, અને હું બતાવું તે જુઓ, એટલે મીસ્રીએ આ ગુન્હો કર્યો છે તે વાતની આપને ખાત્રી થઇ જશે.'

પોતાનું કામ પતાવ્યા પછી તે અમને એક હૉલમાં દોરી ગયો.

'મી૦ મીસ્રી પોતાની ટોપી લેવા અહિંયાં આવ્યા હોવાજ જોઇએ. એવણ હેટ પહેરે છે, અને તે તથા લાકડી તેમણે અહિંયાંજ કેથે રાખેલાં, એટલે તે લેવાને એ આવે એ સમજી શકાય એવી વાત છે. હવે આય જુઓ'—એમ કહીને એમણે દીવાસળી સળગાવી, અને ભીંતપર એક જગ્યાએ

લોહીનો આછો ડાઘ પડેલો બતાવ્યો. એ સાધારણ ડાઘ જેવો ન હતો પણ લોહીમાં બોળાયલા અંગુઠાનું બરાબર નિશાન હતું. આખા ખંડમાં પુરતો પ્રકાશ આવતો ન હતો, એટલે દીવાની મદદ સિવાય એ ડાઘ દેખાઇ આવવો મુશ્કેલ હતો.

'તમારા સુક્ષ્મદર્શક કાચથી મી૦ જયંત! એને જરા તપાસી જુઓ તો.'

'હું એજ કરૂં છું.'

'બે અંગુઠાની છાપ કદીયે એક સરખી હોતી નથી એ તો તમે જાણો છોજ!'

'એવું કંઇક સાંભળ્યું છે તો ખરૂંજ.'

'ભલે! બાવા! ભલે! ત્યારે જરા આ બે ચીજ બરાબર જોશો? આએ મી૦ મીસ્ત્રીના અંગુઠાનું મીણ ઉપર લેવામાં આવેલું નિશાન છે તે અને આયે ડાઘ બન્ને મળે છે ખરા?'

એણે એ મીણનું નિશાન ડાઘ પાસે રાખ્યું કે તરતજ અમારી ખાત્રી થઇ ગઇ કે એ બન્ને નિશાન એકજ અંગુઠાનાં હતાં. અને તે પારખવાને સુક્ષ્મદર્શક કાચની મદદ લેવાની જરાયે જરૂર ન હતી. મ્હારી ખાત્રી થઇ ગઇ કે અમારા કમનસીબ અસીલનું હવે તો આવીજ બન્યું હતું.

'હવે તો કંઇ બાકી નથી રહેતું ને? આ મુદ્દો પૂરતો છે.' જમશેદજીએ કહ્યું.

'હાજી, એ પુરાવો પૂરતો છે.' મ્હેં પણ ઉમેર્યું.

'અને એ પુરાવો છેવટનો છે.' જયંતે જણાવ્યું.

એના અવાજમાં મ્હને કંઇક વિચિત્રતા લાગી, એટલે મ્હેં એના તરફ જોયું. એનો ચહેરો ચંચળ થઇ ગયો હતો અને ચમકી ઉઠ્યો હતો.

'અરે ભલા ભગવાન! આમ કોણે ધાર્યું હતું! ખરેખર! બાહ્ય દેખાવો પણ માણસને એટલા બધા ભુલાવામાં નાખી દે

છે કે માણુસે પોતાના નિર્ણયો ઉપર વધારે પડતું વજન રાખવું જોઇતું નથી. ખરી વાતને? મી૦ જમશેદજી!'

'ખરી વાત કહી વધારે પડતું વજન આપ્યાથી પાછળથી પસ્તાવું પડે છે.' એના બોલવામાં જયન્તની મીઠી મજાક હતી.

'કુદરતનો કેટલો ઉપકાર માનવો જોઇએ, કે તેણે આ જુવાન માણસને ગુન્હો કરીને પોતાના લોહીઆળા હાથના અંગુઠાનું નિશાન અજાણતાંયે ભીંત ઉપર પડાવ્યું. પણ જમશેદજી, આ ડાઘ કોણે શોધી કહાડ્યો?'

'પેલી રસોઇયણ છે ને, તેણે મ્હારા કોન્સ્ટેબલનું એ તરફ ધ્યાન ખેંચ્યું હતું.'

'ક્યારે?'

'કાલ રાત્રે. એ વખતે તે ત્રીજોરીવાળા ખંડમાં ચોકી કરતો હતો.'

'પણ ગઇ કાલે એ પોલિસની નજરે કેમ ના પડ્યો?'

'આપણને હૉલમાં એવું બારીકાઇથી જોવાનું ઓછું જ કંઇ કારણ મળ્યું હતું? મૂળે હૉલ અંધારો, અને તેમાં વળી ડાઘ પણ ઓતાડી જગ્યાએ પડેલો છે.'

'એ તો જાણે સમજ્યા! પણ હું એમ પૂછું છું કે ગઇ કાલે એ ડાઘ હતો ખરો?'

જયંત જાણે ગાંડો થયો ના હોય એવી રીતે જમશેદજીએ એના તરફ જોયું. મ્હને પણ એની રીતભાત નવાઇભરી લાગી.

'હું નથી ધારતો કે રાતના વખતે જેલ તોડીને મીસ્રી અહિંયાં આવ્યો અને પોતાની વિરૂદ્ધ પુરાવાની મજબુતી માટે આયે લોહીના નિશાન કરી ગયો હોય! દુનિયાના કોઇ પણ નિષ્ણાતને હું આવ્હાન કરૂં છું કે એનામાં તાકાત હોય તો તે એમ કહે કે આ નિશાન ગુન્હેગારના અંગુઠાના નથી.'

'એ તો બેશક એના અંગુઠાનાજ નિશાન છે.'

'ત્યારે પછી ખાલી માથાફોડ કરવાની શી જરૂર છે? ચાલો આવો, મ્હારે તો હજી મ્હારો રિપોર્ટ તૈયાર કરવાનો છે.' એમ કહીને અમારી પાસેથી એ ગયો.

'નટવર, હવે કંઇક આશા રાખી શકાય ખરી.'

'શાની?' મ્હેં પૂછ્યું.

'આ જમશેદજીની આખીયે ઇમારત તોડી પાડવાની.'

'એમ! જયંત! એ શું સંભવિત છે?'

'જરૂર. હું જાણું છું ત્યાં સુધી એ નિશાન ત્યાં ન હતું. આખોએ હૉલ હું તપાસી ગયો હતો. નટવર! ચાલને જરા આટલા તેટલામાં ફરીએ.'

અમે બહાર નીકળ્યા અને આમતેમ ફરવા લાગ્યા. જયંતની નજર વારે ઘડીયે બંગલાની બાંધણી ઉપર અને ખાસ કરીને ઉપરના ઓરડાઓ તરફ જતી હતી. થોડીવાર પછી અમે આખોએ બંગલો જોઇ વળ્યા.

'નટવર! આ કેસમાં કેટલીક વિગતો ઘણી વિચિત્ર છે. હવે આપણે આ જમશેદજી બાવાને સમજાવી લેવા જોઇશે: એવણે આપણી થોડા વખત ઉપર જરા છેડતી કરી હતી અને મનમાં ખાંડ ખાતા હતા પણ આપણે એનો વ્યાજ સાથે બદલો વાળી આપવો જોઇએ. હવે તો મ્હારાં અનુમાન જરાયે ખોટાં નથી. ચાલો જોઇએ એવણ શું કરે છે?'

અમે ગયા ત્યારે જમશેદજીનો રિપોર્ટ લખાતો હતો.

'કેમ રિપોર્ટ તૈયાર કરો છો ને?'

'હાસ્તો.'

'તમને એમ નથી લાગતું કે તમે બહુ ઉતાવળ કરો છો? હજી યે હું તો ધારું છું કે પુરાવા જોઇએ તેટલા મજબૂત નથી.'

મ્હારા મિત્રના શબ્દનો શો અર્થ થતો હતો, તે જમશેદ-

જીની જાણ બહાર ન હતું. એની જગ્યાએ બીજો માણસ હોત તો એણે જરા પણ કોઠું આપ્યું ન હોત. એણે પોતાનું હૉલ્ડર બાજુએ મૂકયું અને મ્હારા મિત્ર તરફ ઇન્તેજારીથી જોયું.

'તમારા કહેવાનો માયનો શું છે? મી. જયંત.'

'એજ કે એક મુદ્દાનો સાક્ષી જ હજી તમે નથી શોધી શકયા.'

'તમને જડ્યો છે?'

'હું ધારૂં છું.'

'કયાં છે?'

'જયાં હોય ત્યાં ખરો! તમારી પાસે અહીં કેટલા કોન્સ્ટેબલ છે?'

'ત્રણ.'

'સરસ! ત્રણ એ ને ત્રણ આપણે. એ ત્રણે સશક્ત અને બુલંદ અવાજ કરી શકે એવા તો છે ને?'

'અલબત્ત, મજબૂત અને સશક્ત હોવાની તો ખાત્રી આપું છું પણ, બુલંદ અવાજની શી જરૂરીયાત છે તે જરા સમજાતું નથી.'

'સમજાશે, એ અને બીજુ બધું યે સમજાશે.' જયંતે કહ્યું. 'જરા એમને બોલાવો તો.'

પાંચેક મિનિટમાં ત્રણે સિપાઇઓ આવી લાગ્યા.

'બહારની બાજુ પરાળ–ભાતના પેંડાની ગંજી છે તેમાંથી બે પેંડા લઇ આવો તો' જયંતે એક સિપાઇને કહ્યું ને બીજાને બે એક બાલદી પાણી લઇ આવવાનું કહ્યું. 'નટવર, તારી પાસે દીવાસળીની પેટી તો છે ને?'

મ્હેં હા પાડી. એ શું કરતો હતો તે અમને સમજાતું જ ન હતું, કોઇ જાદુનો ખેલ બેલ કરવાનો હતો કે શું એમ મ્હને લાગ્યું.

અમને એ બીજે માળે આવેલા હૉલમાં લઇ ગયો. તેની

આગળની બાજુ ઓસરી હતી અને તેમાં થઇને બીજી બાજુ આવેલા ત્રણ નાના ખંડોમાં જવાતું હતું, એ ત્રણે ખંડ તાજેતરમાં અવાવરૂ પડેલા હતા.

'ભીંતથી જરા છેટે પેંડા મૂકો અને નટવર! પેટી લાવ તો–'

જમશેદજીનો ચહેરો ગુસ્સાથી લાલ બમ જેવો થઇ ગયો હતો.

'આય શું નાલ્લા પોરિયાની કાની ચેંડાં કાઢોચ મી. જયંત! આવો નકામો ફેસ્તો કરવા કરતાં જે કરવું હોય તે સીધે સીધું કરોની.'

'જરા ધીરા પડો! બાવા! વખત આવે એ બધું યે સમજાશે. જરા મ્હારા ઉપર વિશ્વાસ રાખતાં શીખો, જેવો જેનો વખત, હજી થોડીવાર ઉપર જ તમે અમારાં ઓછાં ઝાલછોતરાં કાઢ્યાં હતાં? નટવર! જરા આ બારી ઉઘાડ, અને પેલું ઘાસ પેટાવ.'

મ્હેં એમ કર્યું, અને ઘાસમાંથી ભડકા તથા ધુમાડા નીકળવા માંડ્યા.

'હવે આપણે જોઇએ કે તમારો સાક્ષી આવે છે કે નહિ! ચાલો, હવે હું ત્રણ કહું એટલે આગ આગની બૂમ મારો. જુઓ, એક, બે, ત્રણ–'

'આગ લાગી રે! આગ લાગી!' અમે બધાએ બૂમાબૂમ પાડી મૂકી.

'એમજ, જરા મોટેથી.'

'આગ લાગી રે! આગ લાગી!'

'ફરી એકવાર બુલંદ અવાજે.'

'આગ લાગી રે! આગ લાગી, દોડો રે દોડો!' અમારો ચાટો આખા લક્ષ્મીનગરમાં સંભળાયો હશે.

એટલામાં એક નવાઇ જેવો બનાવ બન્યો. ઓસરીમાં એક ભીંત જેવી દેખાતી જગ્યામાંનું એક છૂપું બારણું એકાએક ઉઘડ્યું,

અને તેમાંથી એક બાંધી દડીનો બુઢ્ઢો માણસ બહાર આવ્યો.

'ફક્કડ!' જયંતે કહ્યું 'નટવર! પાણી રેડ, પાણી રેડ, મી૦ જમશેદજી! આએ તમારા મોટામાં મોટા સાક્ષી શેઠ રતનજી કોન્ટ્રૅક્ટર.'

જમશેદજીએ એ નવા આવનાર તરફ જોયું. અંધારામાંથી તે એકાએક પ્રકાશમાં આવ્યો હોવાથી અરબડીયાં ખાતો હતો. એનો દેખાવ જીવતી જાગતી બદમાશી અને કીનાખોરીના નમૂનારૂપ હતો.

'તમે અહિંયાં અત્યાર સુધી શું કર્યા કરતા હતા?' જમશેદજીએ એને પૂછ્યું. એના ગુસ્સાભર્યા દેખાવથી જરાએ ન ગભરાતાં રતનજીએ ખડખડાટ હસતાં હસતાં કહ્યું: 'મ્હેં કંઇ નુકશાન કર્યું નથી.'

'શું બોલ્યા? તમારો સુધલો ઠેકાણે છે કે નહિ? પેલા બિચારા નિર્દોષ માણસને ફાંસીએ લટકાવી દેવાનો તાગડો કર્યો ને કે'ઓછ કે કંઇ નુકશાન કર્યું નથી. આએ ગૃહસ્થ નહિ હોત તો તમે તમારી હરામખોરીમાં ફાવી ગયા હોત!'

'નહિરે બાવા! હું તો એવણની મશ્કરી કરતો હતો!'

'શું બકોચ! આવી ઘાતકી મશ્કરી! કોન્સ્ટેબલ! એવણને નીચે લઇ જાવ, મી૦ જયંત.' બધા ગયા પછી એણે કહ્યું, 'મ્હારા સિપાઇઓના દેખતાં હું કંઇ બોલ્યો નહિ, પણ ખરેખર! આજે તમે મ્હારી આબરૂ બચાવી છે; અને તે ખાતે તમારો જેટલો આભાર માનું તેટલો થોડો છે. જો આએ બદમાસ એની મુરાદમાં ફાવી ગયો હોત તો મ્હારી આબરૂના કાંકરા થયા વગર રહેત નહિ'

જયંતે હસીને એનો બરડો થાબડતાં કહ્યું:

'કાંકરા થવાને બદલે, ભલા માણસ! ઉલટું તમારૂં નામ આએ પરાક્રમથી ઘણું પંકાશે. હવે પેલા રિપોર્ટમાં થોડાક

ફેરફારો કરો અને તમારું ખાતું કાનની બુટી ઝાલી કબૂલ કરશે કે જમશેદજી જેવો કોઇ ચબરાક માણસ નથી.

'તમારું નામ આવે તેમાં તમને વાંધો છે?'

'અરે રહેવા દોને. મ્હારું નામ લખવાની જરૂર નથી! કેમ નટવર, વખત આવે તું કંઇ ઓછોજ ભુલી જવાનો છે! ચાલો, હવે આ હરામખોર કયા દરમાં ભરાઇ રહ્યો હતો તે જોઇએ.'

પાતળાં પાટિયાં અને પ્લાસ્ટરનું પાર્ટીશન કરીને એક નાની સરખી છૂપી ઓરડી બનાવવામાં આવી હતી અને એને એક છૂપું બારણું હતું. અંદર નજીવું ફરનીચર, થોડો ઘણો ખોરાક, પુરતું પાણી, પાંચ સાત ચોપડીઓ અને કેટલાક કાગળિયાં હતાં.

'બિલ્ડીંગ કોન્ટ્રૅક્ટર હોવાનો આજ મોટો ફાયદો છે! કોઇ પણ માણસની મદદ સિવાય એણે આ છૂપાવાની જગ્યા તૈયાર કરી લાગે છે. એની રસોઇયણ એ વાત જાણે છે, છતાં એણે આપણને જરા પણ ખુલાસો કર્યો નથી. એને પણ પકડવી જોઇએ.'

'હું એ ગોઠવણ કરું છું.'

થોડી વારે જયંતે કહ્યા પ્રમાણે વ્યવસ્થા કરી જમશેદજી પાછો આવ્યો.

'મી૦ જયંત તમને આ છૂપા રહેઠાણની શી રીતે ખબર પડી?

'પહેલાં તો મ્હને કંઇજ સમજાયું ન હતું. જે પુરાવાથી તમે દોરવાયા હતા તે સિવાય બીજું કાંઇ મ્હને જડી શકયું ન હતું. બધા બનાવો ગુન્હેગારની વિરૂદ્ધ જતા હતા, છતાં પણ એ નિર્દોષ હોવાની મ્હારું મન ખાત્રી આપતું હતું; પછી આજે સવારના હૉલમાં અંગુઠાનું ભીંત ઉપર નિશાન જોઇ મ્હેં કહ્યું તે તો યાદ છે ને? એજ વખતે મ્હારા અનુમાનને વધારે મજબુતી મળી, અને આ કામમાં જરૂર રતનજીએ કંઇક ભારે ગોટાળો કર્યો છે તેની મ્હને ખાત્રી થઇ. એ જીવતો જાગતો હોઇ આ

મકાનમાંજ કોઇ સ્થળે ભરાઇ બેઠેલો છે એમ મ્હેં ખાત્રીપૂર્વક માન્યું, અને ભરાઇ બેસવા જેવી જગ્યા આ મકાનમાં છે કે કેમ એની પણ તપાસ કરી. એ નિશાન રાતને વખતે પોતાની છૂપાવાની જગ્યામાંથી બહાર નીકળી રતનજીએ કર્યું હતું, કારણ કે આગલે દિવસે એ જગ્યા મ્હેં તપાસી ત્યારે એવું કાંઇ પણ નિશાન ભીંત ઉપર ન હતું. મ્હારી તપાસમાં બીજે માળના પેલા બે ઓરડાની વચ્ચેની ભીંતની પહોળાઇ જરા અસાધારણ લાગી એટલે મ્હારી ખાત્રી થઇ કે એ ત્યાંજ ભરાઇ બેઠેલો હોવો જોઇએ અને પછી મ્હારા મગજમાં તમે સવારે ટાણો મારેલો તે વ્યાજ સાથે પાછો આપવાનો વિચાર થયો; એટલે આ ખોટી આગની બૂમ પડાવવાનું મન સાથે ઠરાવ્યું. રતનજી ગમે તેવો સાબુત ભેજાંનો માણસ હોય તો પણ જ્યાં ઉપરા છાપરી આગની અનેક બૂમ પડે ત્યાં એની હિંમત ટકી શકે નહિ અને એ ઉંદરની માફક પોતાના દરમાંથી બહાર આવ્યા સિવાય રહે નહિ. એ પ્રમાણે બન્યું છે એ તો આપણે નજરે જોઇ ગયા.

'હવે કેટલાક ખુલાસા કરવા જેવા રહે છે તે જોઇએ. પહેલું તો ગુન્હાનું કારણ. રતનજીનો કીનાખોર ચ્હેરો એ પુરવાર કરવાને પુરતો છે. વરસોની વાત ઉપર એનો વિવાહ દયાળજી મીસ્રીની માતા સાથે કરવામાં આવેલો પણ તે એ નામદારની ખરાબ ચાલચલગત અને ઉદ્ધત સ્વભાવને લીધે તોડી નાખીને બીજે ઠેકાણે કર્યો હતો. તે વખતનું વેર મનમાં રાખીને આટલે વર્ષે એ બાઇના આ એકના એક દીકરાને ફાંસીએ લટકાવી દેવાનો એણે તાગડો રચ્યો અને તેમાં એના સંજોગોએ એને બનતી મદદ કરી. મીસ્રીની હકીકત અક્ષરે અક્ષર ખરી છે, તેના બહાર ગયા પછી આ હરામખોરે પોતાનું પહેરણ અને એક બે કપડાં તથા પાડોશમાંના મી૦ પેદુના ભૂંડનાં એકાદ બે ગલુડિયાં આગમાં હોમી દીધાં. અને આપણે જોયું તે મુજબ

બધું બરાબર ગોઠવી ભાઇસાહેબ દરમાં ભરાઇ બેઠા.

'એનો વિચાર આખો કેસ પુરો થઇ રહે અને મીસ્રીને સબ થાય પછી ધીરે રહીને અહિંયાંથી વંજો માપી જઇ દ્વારકાં-દાસના બનાવટી નામથી સેન્ટ્રલ બેંકની અમદાવાદની શાખામાં પોતે ઉઘાડેલા ખાતામાંથી પૈસા ઉપાડી કોઇ બળતેજ ઠેકાણે જઇ ઠરી ઠામ પડવાનો હતો. દ્વારકાંદાસને નામે એણે બયે વર્ષે મોટી રકમના ચેક ફાડ્યા હતા તે ઉપરથી મ્હારૂં ધ્યાન તે બાબતની તપાસ કરવા તરફ દોરાયું હતું.

'એ બધા ઉપરાંત એક અગત્યનો સવાલ તો એ હતો કે આવડા મોટા માણસનું મડદું બાળી દેવામાં આવે, તેની રાખમાંથી બટન જેવી નાની સરખી ચીજ જડે તેમ ગઠાગઠા જેવા થોડા પદાર્થો જડે, છતાં એક પણ હાડકું નજરે ન પડે એનું કારણ શું? એવડુ મોટું એનું શરીર શું હાડકાં વગરનું બનેલું હશે? એ એકજ વાત દીવા જેવી રીતે પુરવાર કરતી હતી કે રતનજીનું ખૂન થયું ન હતું અને એને આપણને સમજાવવામાં આવ્યું તેમ લાકડાની ગંજીમાં બાળવામાં આવ્યો ન હતો. હવે બીજું કંઇ પૂછવાનું રહે છે?'

'નહિરે બાવા! તમારો બન્નોજ ઉપકાર થયો.'

'નટવર, ચાલ તો, મ્હને તો કકડીને ભૂખ લાગી છે.'



# પતિ કે પિશાચ?

'તેં પેલાને જોયો કે?' જયંતે એકાએક મ્હને પૂછ્યું.

એ આજે સવારના ઘણો ગંભીર હતો. પણ એકાએક એના હંમેશના સ્વભાવ મુજબ એણે મને ઉપરનો સવાલ કર્યો.

'પેલો બુઢ્ઢો કાઠિયાવાડીને?'

'એજ.'

'હાજી, હું આવતો હતો તે વખતે એ મને સામો મળ્યો.'

'તારો એને માટે શો અભિપ્રાય છે?'

'ઘણો જૂના વિચારનો માણસ લાગે છે, અને તદ્દન નંખાઇ ગયો લાગે છે.'

'તારૂં અનુમાન બરાબર છે નટવર! એ તદ્દન નંખાઇ ગયો છે. જગત ક્ષણભંગુર છે એવું તને નથી લાગતું નટવર!'

'એ તો છે જ. એ ડોસો તારો અસીલ છે?'

'જી, હા. એને એ રીતે ઓળખીશું તો ચાલશે. પોલિસ-

ખાતા તરફથી એને મારી પાસે મોકલવામાં આવ્યો હતો. તને અનુભવ હશે કે ડાકટરો પણ પોતાના હાથે જે કેસ સુધરે એવો નથી હોતો તેને કોઇ અણઘડ પાસે જવાની ભલામણ કરે છે; અને એના સમર્થનમાં એવી દલીલ કરે છે કે, એ દરદીનું જે કંઇ બુરૂ થવાનું હતું તે તો થઇ ચૂકેલુંજ છે, એટલે એવા અણઘડનો કે ઊંટવૈદનો તુક્કો અજમાવી જોવાથી એનું વધારે સુંદર કે બુરૂં થઈ શકે એમ નથી. વાગ્યું તો તીર નહિ તો તુક્કો તો ખરો.'

'તેમાં ને આમાં તો આભ જમીનનો ફેર છે. તને અણઘડ કહેવો કે ગણવો એ સરિયામ મૂર્ખાઇ છે. તારા જેવા નિષ્ણાત પાસે ખરેખરો ગુંચવાડા ભર્યો કેસ ન હોય તો એ લોકો મોકલે જ નહિ. એની શી હકીકત છે?'

જયંતે પોતાના ટેબલ ઉપરથી ધીરે રહીને એક કાર્ડ ઉપાડયું અને તે તરફ જોઇને બોલ્યો: 'જમનાદાસ મેથજી. એનો આફ્રીકા ખાતે ઘણો સારો વેપાર ચાલતો હતો. તે ધંધામાંથી ફારગ થઇને એ કેટલોક વખત થયાં દેશમાં આવ્યો. એણે અહીં આવીને ખારમાં એક નાનું સરખું મકાન ખરીદી લીધું. અને પોતાના ઘડપણના દિવસો ત્યાં શાંતિથી કાઢવાનો એનો મનસુબો હતો.'

'એમ કરે, એ સ્વાભાવિક છે.'

જયંતે પેલા કાર્ડ તરફ જોઇને ઉમેર્યું.

'એ આફ્રીકાથી ઓગણીસો છવીસમાં પાછો ફર્યો, અને સત્તાવીસમાં પરણ્યો. સારી જેવી રકમ આપીને એણે કાઠિયાવાડ ખાતેથી મોટી ઉમરની કન્યા મેળવી. અલબત્ત, એની અને એની બૈરીની ઉમર વચ્ચે લગભગ ત્રીસ બત્રીસ વરસનો તફાવત હતો. એ બાઇનો ફોટો આ રહ્યો.'

એમ કહીને જયંતે મને એ ફોટોગ્રાફ આપ્યો.

ફોટામાંનો દેખાવ બરાબર હોય તો એ બાઇ ઘણી જ દેખાવડી હતી. માનવ સ્વભાવના મ્હારા અનુભવ ઉપરથી મ્હને એ ઘણી ભોળી અને સરળ સ્વભાવની હોય એમ લાગ્યું.

'જમનાદાસનાં એ લગ્ન કમનસીબે સુખી ન નીવડ્યાં. એને પરણ્યાને માત્ર બે જ વર્ષ થયાં છતાં અત્યારે આપણે એને તદ્દન નંખાઇ ગયેલી હાલતમાં જોઇએ છીએ.'

'પણ એને થયું છે શું?'

'થતું આવે છે એ, બીજું શું? નટવર! વિશ્વાસઘાતી મિત્ર અને બેવફા બૈરી. આ ભાઇસાહેબને પાનાં રમવાનો ભારે શોખ હતો. એને દરરોજ કંઇ ને કંઇ રમ્યા સિવાય ચાલતું જ નહિ. ખારમાં એના બંગલાની નજીકમાં જ એક ડૉક્ટરનો બંગલો હતો. ડૉક્ટરને પણ એવોજ શોખ હતો એટલે समान शील व्यसनेषु मैत्री। એ ન્યાયે એ બેઉજણ વચ્ચે ગાઢ સંબંધ બંધાયો અને બેઉ જણ દરરોજ મોડે સુધી પત્તાં ટીચવા લાગ્યા. એ ડૉક્ટરનું નામ પણ મેં લખી રાખ્યું છે. એનું નામ ડૉક્ટર રમેશ રાયજી. ડૉક્ટર જુવાન હતો. પરસ્પરના વધતા જતા સંબંધને લીધે જમનાદાસની સ્રી જયાગૌરી સાથે એ છૂટથી બોલતો ચાલતો હતો. એ બન્નેનો પરસ્પર સંબંધ પ્રેમમાં પરિણમ્યો અને છેવટે એ બેઉ જણ ગયા અઠવાડિયામાં કંઇક નાસી ગયાં, કઇ બાજુ ગયાં તેનો પત્તો લાગ્યો નથી. વધારે નવાઇની વાત તો એ છે કે એ બેઉ જણાં ગયાં તે વખતે જમનાદાસનાં ઘરેણાં ગાંઠાં ખત પતર અને પૈસાટકા પણ લેતાં ગયાં. એને બધી રીતે મારતાં ગયાં એમ કહીએ તો ચાલે. આ અવસ્થામાં એ કંઇ કમાય અને પોતાનું પુરૂં કરે એ બિલકુલે સંભવિત નથી. હવે વાત એ છે કે આપણે જયાબાઇને કે ડૉક્ટર રામજીને શોધી શકીશું?'

'તેં શો વિચાર રાખ્યો છે.?'

'એમ નહિ, નટવર ! ખરૂં પૂછે તો મ્હેં નહિ પણ તેં શું કરવાનો વિચાર રાખ્યો છે? તું મ્હને આ કામમાં મદદ કરી શકીશ.? મ્હારી પાસે હાલ તુરત એટલું બધું કામ છે કે મ્હને મરવાનીયે ફુરસદ નથી. પેલા સર રેવડીવાળાના કામ પાછળ મ્હારે આદુ ખાઇને લાગવું પડયું છે, અને એનું કામ એવે તબક્કે પહોંચ્યું છે કે તે છોડવાનું બહુ જ જોખમ ભર્યું છે. મ્હારૂં એમ કહેવું છે કે તું બાર જઇને એ ડોસાને મળી આવ. એને બંગલે અને આસપાસ તપાસ કર. મ્હારે બદલે મ્હારો કોઇપણ પ્રતિનીધિ એ કામ કરે તેમાં એને કંઇક હરકત નથી. જે વિગતો આપણને ગુન્હાનો પ્રકાર બન્યો હોય તે સ્થળે મળે છે તે બીજેથી મળી શકતી નથી.'

'એમ હોય તો ઘણી ખુશીથી હું તારી સાથે આ કામમાં જોડાઇશ.' મ્હેં જવાબ આપ્યો, અને તરત જ જયંતની સૂચના પ્રમાણે હું બાર જવા નીકળ્યો.

છેક સાંજે હું બારથી પાછો ફર્યો અને મ્હારી કામગીરીનો હેવાલ મ્હેં જયંતને જણાવ્યો. એ લાંબા ટાંટિયા કરીને આરામ ખુરસીમાં પડ્યો હતો અને મ્હારા હેવાલમાં જ્યાં કંઇ એને પૂછવા જેવું લાગે ત્યાં એ સવાલ કરતો હતો. અને હું એનો ખુલાસો કરતો હતો.

'જમનાદાસનું ઘર ખરેખર આરામગાહ છે,' મ્હેં કહ્યું 'તને એ જોઇને એમ લાગ્યા સિવાય ન રહે. એની આજુબાજુનું વાતાવરણ અને ચારે બાજુ ફેલાઇ રહેલી અજબ શાંતિ, દરિયાનો ખુશનુમા પવન, આજુબાજુના દેખાવડા છતાં નાના નાજુક બંગલાઓ અને દરેકની ચારે તરફ મનોહર ફુલોથી લચી જતા બગીચાઓ—'

'એ બધું કવિતાના પ્રદેશમાં બહુ જ સુંદર રીતે દીપી ઉઠશે નટવર! એને ત્યાંજ રહેવા દે.'

'ભલે, એમ કરીશું. હું ત્યાં ગયો ત્યારે જમનાદાસ કશુંક રંગતો હતો. મ્હેં એને સવારે સાધારણ રીતે જોયો હતો. પણ તે બરાબર રીતે તો નહિ જ. આ વખતે મળ્યો ત્યારે મ્હને એનો ચહેરોજ સાધારણ રીતે નંખાઇ ગયો હોય એવો વિચિત્ર લાગ્યો.'

'મ્હને પણ એમજ લાગ્યું હતું, અને તારો અભિપ્રાય મ્હને મળતો આવે છે.' જયંતે ઉમેર્યું.

'ચિંતાને લીધે એ ઘેલા જેવો થઇ ગયો હતો. છતાં એનો બાંધો એવો મજબુત હતો કે એના શરીરમાં રાક્ષસ જેવું બળ હશે એમ અનુમાન થઇ શકે એમ હતું. એણે પોતાની કરમની કથની કહેવા માંડી. એનો બગીચો તદ્દન સુકાઈ ગયેલો હતો. છોડવાઓ મરવા પડયા હતા અને ચારે બાજુ બધું વેર વિખેર પડયું હતું. એના કમ્પાઉન્ડની દિવાલો જોઇએ તે કરતાં વધારે ઉંચી હતી. મકાનની અંદર પણ બધું અસ્ત વ્યસ્ત પડયું હતું અને કશી વાતનું ઠેકાણું ન હતું. એક તરફનો લાકડાનો પડદો લીલા તેલના રંગથી તાજો જ રંગ્યો હોય એમ લાગતું હતું. બાજુમાં જ રંગનો ડબ્બો અને પીંછી પડયાં હતાં. જમનાદાસના હાથ તરફ મ્હારી નજર ગઇ તો તેના પર પણ લીલા રંગના ડાઘ દેખાતા હતા. એને રંગવાનો જોઇએ તેવો અનુભવ ન હતો.

'એ મ્હને એની બેઠકમાં લઇ ગયો અને ખૂબ ગપ્પે ચઢયો. અલબત્ત, તારે બદલે મ્હને ગયેલો જોઇને એને લાગી તો આવ્યું હતું કારણ કે એ એમ બોલ્યો હતો કે 'આટલી બધી કૌટુંબિક અને આર્થિક વિપત્તિ પછી મારા જેવો ગરીબ માણસ જયંત જેવા નિષ્ણાતને પોતાના કામમાં રસ લેતા કરી શકે એ સંભવિત નથી.'

'મ્હેં એને ખાત્રી આપી કે પૈસાની વાત વચ્ચે લાવવાની

જરૂર નથી. જયંતને એવી કૈં પડી નથી.' 'તેઓ માત્ર શોખને ખાતર જ ધંધો કરે છે અને બદલાની એમને પરવા પણ નથી. એમ મ્હેં સાંભળ્યું છે.' એણે મ્હને જણાવ્યું અને ઉમેર્યું: 'અરે ભલા ભગવાન! કોણે ધાર્યું હતું કે આવું થશે. પેલા જુવાનને હું મ્હારા પેટના દીકરા જેવો ગણતો હતો, એ બૈરીને જીવથી પણ જ્યાદે ચાહતો હતો છતાં એ બેઉ જણે મ્હને પાયમાલ કરી નાખ્યો. મ્હારી જીંદગી ખારી ઝેર જેવી કરી નાખી. મ્હને જીવતો મારી નાખ્યો! અરેરે! મ્હારાથી આ દુ:ખના દહાડા ઘરડે ઘડપણ શી રીતે વેઠાશે!'

'એક કલાક સુધી એણે એ રોદણાં રડ્યા કર્યાં. એ લોકો આમ કરશે એવી એને શંકા પણ ન હતી. એ બે જણ એકલાં રહેતાં હતાં. એમની ઘાટણ સવારના આવતી ને સાંજે સાત વાગે તો ચાલી જતી. એ લોકો હંમેશાં વહેલાં પરવારી લેતાં એટલે ઘાટણને વખતસર રજા આપી દેતાં. એ દિવસે જમનાદાસ જયાગૌરીને ટારઝનની ફિલમ બતાવવા લઇ જવાનો હતો અને એના ઉપર અસાધારણ દરોડો પડતો હતો એટલે એણે જગ્યા રીઝર્વ કરાવી હતી. છેક છેલ્લી ઘડીએ જયાગૌરીએ સિનેમા જોવાની ના પાડી. એનું માથું સખત દુ:ખતું હતું અને શરીરે ઠીક ન હતું એટલે એણે ના કહી તેથી જમનાદાસ એકલો ગયો. એ વાતની સાબીતી તો એણે જયાગૌરી માટે 'રીઝર્વ' કરાવેલી જગ્યાની ટિકિટ એણે બતાવી તે ઉપરથી મળે છે. એ ટિકિટનો ઉપયોગ ન થયો હોવાથી તે એની પાસે જ હતી.'

'એ ઘણી અગત્યની બીના છે.' જયંત વચ્ચે બોલી ઉઠ્યો. 'બહુ જ ઉપયોગી. નટવર! ચાલ, તારી વાત આગળ ચલાવ. તેં એ ટિકિટ લઇને જોઇ ખરી? એનો નંબર તેં જોયો ખરો?'

'હાજી.' મેં જવાબ આપ્યો. 'એ સદ્ભાગ્યે મ્હને યાદ રહી ગયો છે. નરેરભાઇ માસ્તરના કલાસમાં મ્હારો એ નંબર હતો તેથી હું એ ભૂલી શકયો નથી. નંબર એકત્રીસ: પહેલો વર્ગ.'

'શાબાશ નટવર! ઠીક કર્યું. એ હિસાબે એની સીટ કાં તો ત્રીસમી હોવી જોઇએ અથવા પછી બત્રીસમી.'

'એમજ.' મ્હેં જવાબ આપ્યો. 'અને' 'બી અથવા બીજી લાઇનમાં.'

'ઠીક. એ વિગત ઘણી ઉપયોગી છે. બીજું શું એણે કહ્યું?'

'એણે પછીથી એની તિજોરીનો ખંડ બતાવ્યો. બેંકમાં સ્ટ્રોંગ રૂમ હોય છે તેવું એનું બારણું હતું. એના કહેવા પ્રમાણે તો એ ઘણું જ મજબુત-ચોરથી ન તૂટે એવું હતું. એમ છતાં યે એની બીજી ચાવી બાઇએ તૈયાર કરાવી હોવી જોઇએ કારણ કે એમાંથી એ લોકો પચાસ હજારની નોટો અને સરકારી કાગળિયાં ઉપાડી ગયાં હતાં.'

'જામીનગીરીઓ? તેનો એ લોકો શી રીતે નિકાલ કરી શકશે?' જયંતે પૂછ્યું.

'એણે કહ્યું કે એ બધી જામીનગીરીઓની સંપૂર્ણ યાદી એણે પોલિસને આપી હતી એટલે એમનાથી તેનો નિકાલ તરતમાં થવો સંભવિત ન હતો પણ વખત જતાં કરે તો નવાઇ ન હતી. એ મોડી રાતે મુંબાઇથી પાછો ફર્યો ત્યારે બારી બારણાં ઉઘાડાં જોયાં અને જયાબાઇનો પત્તો ન લાગ્યો. ડૉકટરની તપાસ કરી તો તે પણ કેંક ગયેલા લાગ્યા એટલે એણે માની લીધું કે એ બે જણ નાસી ગયાં. પછી એણે પોલિસને ખબર આપી. એ લોકો કેં ચીઠ્ઠી પતરી કે સંદેશો આપી ગયાં ન હતાં તેમજ અત્યાર સુધી એમની કશી ખબર

અંતર એને મળી ન હતી.'

જયંત મ્હારી વાત ધ્યાન દઇને સાંભળતો હતો અને તેના ઉપર વિચાર કરતો હતો.

'તું કહે છે કે એ કશુંક રંગતો હતો–શાને રંગ લગાડતો હતો ?' એણે જરા વિચાર કરીને મ્હને પૂછ્યું.

'એ લાકડાનું પાર્ટીશન છે તેને રંગ લગાડતો હતો અને પેલા ખંડના દરવાજાને અને કેટલાક ભાગને તો એણે રંગી પણ કાઢયો હતો.'

'કયા ખંડને ?'

'તિજોરીવાળા ખંડને.'

'આ સંજોગોમાં રંગવાનું કામ લઇને બેસવું એ એક પ્રકારની વિચિત્રતા છે એવું તને નથી લાગતું ?'

'બીજું શું કરે! કામમાં મન પરોવે તો દુઃખ ઓછું થાય, એવો ખુલાસો એણેજ મ્હને કર્યો હતો. એ જરા ચક્કર જેવો છે અને વાત વાતમાં એના ભેજાંની કમાન છટકી જાય છે. એક વખત તો એ રીતે એણે પોતાની સ્ત્રીનો ફોટોગ્રાફ લઇને ગુસ્સામાં ને ગુસ્સામાં એના સત્તરસો કકડા કરી નાખ્યા 'એ હરામજાદીનું મારે મોઢું નથી જોવું. એણે એનું કાળુ કર્યું.' એમ બબડતો ગયો ને ફાડતો ગયો.

'એ ઉપરાંત કૈં કહેવા જોગ—'

'હાજી. એક વાત કહેવાની રહી જાય છે. મ્હને એ ઘણી ઉપયોગી લાગી. હું ખાર સ્ટેશને આવ્યો અને ગાડી ઉપડી ત્યારે એક માણસ પર મ્હારી નજર પડી. એણેજ મ્હને જમનાદાસનો બંગલો દેખાડયો હતો. લાંબો સોટા જેવો, શીળીનાં ચાઠાંવાળો, દાઢી આગળ નીકળી ગયેલો કોઇ પારસી હતો. મરીનલાઇન્સ પર પણ મેં એને જોયો પણ પછી એ બીજી બાજુ ગીરદીમાં ચાલી ગયો. એણે મ્હારો પીછો પકડયો

હોય એવું મ્હને લાગ્યું હતું-'

'બનવા જોગ છે.' જયંતે જણાવ્યું 'એનો નીચેનો હોઠ ઘણો જ જાડો છે, ગાલ પર નાનો સરખો મસો છે ને તેમાં બે વાળ ઉગ્યા છે.'

'અરેત્તારીની! જયંત! એ તેની શી રીતે ખબર પડી?' મ્હેં અજાયબ થતાં પૂછ્યું, 'અલબત્ત, એજ એ માણસ હતો.'

'અને એણે કાળું ખોખુ પહેર્યું હતું—'

'બરાબર, પણ તેં શી રીતે—'

'એમાં કૈં જાદુ મંતર નથી નટવર! આપણે હવે આ કેસમાં શું કરવું તે વાત કરીએ. સૌથી પહેલાં લાગતું હતું તેવો આ કેસ રસહીન નથી. એની કેટલીક વિગતો વિશિષ્ટ ધ્યાન ખેંચે એવી છે અને ઉતાવળ કરવા પ્રેરે એવી છે. અલબત્ત, તારી કામગીરીમાં ઘણી ઉપયોગી બાબતો પર ધ્યાન આપવું તું ભૂલી ગયો છું છતાં જે કૈં તેં જણાવ્યું છે તે ગંભીર વિચાર કરવા પ્રેરે એવું છે.'

'હું શું ભૂલી ગયો છું તે તો કહે.'

'ખામોશ! નટવર! જરા પીઠ મજબૂત રાખ. તેં કર્યું છે તેવું ભાગ્યે જ બીજો કરી શકત. છતાં પણ કેટલીક ઉપયોગી અને મહત્વની વિગતો તારી ધ્યાન બહાર રહી ગઇ છે. આ ભાઇસાહેબ—જમનાદાસ અને એની સ્રી બાબત આડોશી પાડોશીનો કેવો અભિપ્રાય છે? એની તપાસ કરવાની જરૂર હતી. ડૉ. રાયજી પણ એ રીતની તપાસ માગી લાગે છે. એ કેવો હતો, એનું જીવન, એની રીતભાત વગેરે વિગતો મેળવવાની જરૂર હતી અને એ કામમાં તને કોઇ પણ આજુબાજુની સ્રીએ મદદ કરી હોત. કોઇપણ નોકર ચાકરે તને એ વિગતો પુરી પાડી હોત.'

'એ વિગતો હવે પણ મેળવી શકાશે.'

'એ મ્હેં મેળવી લીધી છે. આપણા ટેલીફોન અને છૂપી પોલિસની મદદથી જોઇતી વિગતો મ્હને અહીં બેઠાંજ મળી શકે છે. ખરૂં પૂછો તો એ બધી વિગતો એણે કહેલી વાતને ટેકો આપે છે. એ ભાઇ સાહેબ ભારે કંજુસ છે અને પૈસા પૈસાને માટે સામાનું ખૂન પીવા તૈયાર થાય એવો છે. એની બૈરીને પણ હેરાન પરેશાન કરવામાં એણે બાકી રાખી ન હતી. એની તિજોરીમાં પુષ્કળ પૈસા હતા એ વાત પણ ખરી છે અને ડૉ. રાયજીના રંગીલાપણાની વાત પણ ખોટી નથી. આ બધી વાતો તદન સરળ છે. છતાં–'

'વાંધો ક્યાં આવે છે?'

'મારા ધારવા પ્રમાણે–પણ મૂકને એ માથાકૂટ નટવર! એ બધુ પછીથી ફોડી લઇશું. આજે પેલા ઉદયશંકરનું નૃત્ય છે. તે જોવા જવાની મ્હેં ગોઠવણ કરી છે. એટલે હવે ત્યાં જોઇએ.'

'ઠીક. જેવી તારી મરજી.'

અમે બેઉ પછી એ જાણીતા કલાકારનું નૃત્ય જોવા ઉપડયા.

× × × ×

બીજે દિવસે સવારે હું ઉઠયો ત્યારે મને લાગેલું કે હું વહેલો ઉઠયો હોઇશ. પણ મારી ધારણામાં હું છેતરાયો હતો કારણ કે જયંત મ્હારા કરતાં પણ વહેલો ઉઠીને બહાર ગયો હતો, અને મ્હારે માટે ટેબલ ઉપર એક ચીઠ્ઠી મૂકી ગયો હતો.

પ્રિય નટવર,

એક બે અગત્યના મુદ્દાઓ તપાસવાના હોવાથી હું બહાર જાઉં છું. મ્હારી તપાસ પુરી થશે એટલે જમનાદાસના કેસમાં કંઇ વધારે કરવા જેવું રહેશે નહિ. સાંજના ત્રણ વાગે મ્હને તારી જરૂર પડશે એટલે તે વખતે ખાસ કરીને બહાર ન જતો.

'જયંત'

એણે લખ્યા પ્રમાણે બરાબર ત્રણ વાગે જયંત પાછો ફર્યો. એ ખૂબ થાકી ગયો હોય એમ એના દેખાવ પરથી લાગતું હતું, એટલે એને નાહકના સવાલ પૂછીને કંટાળો આપવો એ મ્હને ઠીક લાગ્યું નહિ.

'જમનાદાસ અહિં આવ્યો હતો?' એણે પૂછ્યું.

'ના.'

'એમ, તો પછી એ આવવો જોઇએ.'

અને થોડીવાર થઇ ત્યાં તો જમનાદાસની સવારી આવી પહોંચી. એ ઘણો નવાઇ પામતો હોય એ રીતે બોલ્યો:

'મી. જયંત! મ્હને એક તાર મળ્યો છે. પણ એનો અર્થ મ્હને બિલકુલ સમજાતો નથી.'

એમ કહીને એણે જયંતને તાર આપ્યો. એ નીચે મુજબ હતો:

'જલદી આવો, તમારા માણસોને લગતી ખબર આપી શકીશું. પોલિસ પટેલ, ડુમસ.'

'બપોરે બે વાગે ડુમસથી કર્યો લાગે છે.' જયંતે કહ્યું, 'ડુમસ સુરતથી દશેક માઇલ દૂર આવેલું સચીન સ્ટેટનું હવા ખાવાનું સ્થળ છે અને ડૉકટર રાયજી જેવો સહેલાણી ત્યાં પહોંચી ગયો હોય એ સંભવિત છે. એટલે ત્યાં જવામાં અને પોલિસ પટેલને મળવામાં બિલકુલ વિલંબ ન કરવો જોઇએ. જરા ટાઇમ ટેબલ જો તો નટવર!'

'સાડા ચાર વાગે ફ્રન્ટીઅર મેલ ઉપડે છે.' મ્હેં જવાબ આપ્યો.

'ઘણું સરસ. તું પણ એમની સાથે જા. નટવર! એમને તારી મદદની વખતે જરૂર પડશે. એ લોકોનો પત્તો લાગે એટલે ગંગા નાહ્યા.'

પણ અમારા અસીલની એ રીતે જવાની વૃત્તિ થતી ન

હતી એમ એના ચહેરા પરથી જણાતું હતું.

'એ રીતે હરિભદ્ર વડોદરૂં કરવા જવાની કંઇ પણ જરૂર નથી. જયંત!' એણે કહ્યું, 'આપણે એને તારથી પૂછાવી જોઇએ એટલે જે તે ખુલાસો થઇ જશે.'

'જુઓ ને ભાઇ! સચીન એ નવાબી રાજ છે. એના કાયદા અને આપણા કાયદા જુદા રહ્યા અને ખાસ કારણ સિવાય કોઇ આવા બારીક વખતે તારના પૈસા નકામા ના ખરચે. એટલે બીજી કંઇ પંચાત કર્યા સિવાય તમે ઉપડી જાવ.'

'મ્હારે તો કંઇ જવું નથી.'

જયંતે મોઢા પર લવાય તેટલા કરડાપણાનો ભાવ આણતાં કહ્યું: 'એમ કરશો તો તમે પોલિસ ઉપર તેમજ મ્હારા ઉપર બહુ જ ખરાબ છાપ પાડશો સમજ્યાને મી. જમનાદાસ! કારણ કે જ્યારે આટલી સારી મદદ મળે છે ત્યારે તમે એનો લાભ લેવાની ના પાડો છો અને અમને પણ માનવાને કારણ મળશે કે તમે આ તપાસ કરવાને પુરતા ઇંતેજાર નથી તેમજ તેમ કરવામાં તમારો કંઇક અંગત હેતુ છે.'

જયંતની આ સૂચનાથી અમારો અસીલ ગભરાયો હોય એમ લાગ્યું.

'નારે, હું હમણાંજ જઇને એ બાબત તપાસ કરૂં છું. અલબત્ત, કંઈ વધારે પડતી વિગત ત્યાંથી નહિ મળે તો પણ જ્યારે તમે એમ માનો છો કે હું આ તપાસ પુરતી રીતે કરવામાં—'

'હું જરૂર માનું છું.' જયંતે કહ્યું.

પછી ડુમસ જવાની તયારી ચાલી. જયંતે મને સૂચના કરી તે ઉપરથી મ્હારી ખાત્રી થઇ કે જમનાદાસને આ રીતે મોકલવામાં તેનો કંઇક હેતુ હતો.

'જો ભાઇ! અમે તેમ કરીને પણ એ અહીંથી ડુમસ જાય

એ બાબત ખાસ ધ્યાન રાખજે. જો એ રસ્તામાંથી છટકી જાય અથવા પાછો ફરે તો મ્હને વલસાડ કે સુરતથી ટેલીફોન કરજે અને માત્ર એકજ શબ્દ બોલજે કે 'છટકયો' એટલે હું બધું સમજી લઇશ.'

ડુમસ જવા માટે સુરત ઉતરવું પડે છે, અને ત્યાંથી મોટર અથવા બસ વાટે ડુમસ જઇ શકાય છે. સચીન રાજ્ય તરફથી બસનો ઇજારો આપી રાખ્યો છે, એટલે ઇજારદારની ગાડીઓ ચોક્કસ ટાઇમે સુરત અને ડુમસ વચ્ચે દોડે છે. એના ટાઇમ સિવાય ગમે તે વખતે જવું હોય તો આપણે આપણી સ્વતંત્ર ગોઠવણ કરી લેવી પડે છે.

અમે સુરત ઉતર્યા તે વખતે સાડાઆઠ થયા હતા. સ્ટેશન બહાર જઇને મોટરની ગોઠવણ કરતાં સ્હેજે અડધો કલાક નીકળી ગયો. અમે સાડા નવ વાગે ડુમસ પહોંચ્યા અને પોલિસ પટેલને મળ્યા.

'કેમ સાહેબ, કેમ પધારવું થયું?' એ ભાઇએ અમને મોટરમાંથી ઉતરતાં જોયા એટલે વિવેકથી આવકાર આપીને પૂછ્યું.

'અમને આપનો તાર મળ્યો એટલે અમે અહીં આવ્યા.' મ્હેં કહ્યું.

'મ્હારો તાર! મ્હેં તો કંઇ તારબાર કર્યોજ નથી.'

'તમે જમનાદાસ મેઘજીને કર્યો હતો તે તાર. એમનાં ધણીઆણીને નસાડી જવામાં આવ્યાં છે તે બાબતનો.'

'મ્હારા મહેરબાન! એવો કંઇ પણ તાર મ્હેં કર્યોજ નથી. આપની કંઇ ભૂલ થતી લાગે છે.'

અમે બેઉ જણ, હું અને જમનાદાસ એક બીજાનું મોઢું જોતા ઉભા રહ્યા.

'વખતે કંઇ ભૂલ થતી હશે. અહીંયાં પોલિસ પટેલ તો

એકજ છે ને?'

'હાજી.'

'તો પછી આ તાર બીજા કોણે કર્યો હશે?' એમ કહીને મ્હેં એમના હાથમાં પેલો તાર મૂકયો.

'એ મ્હેં નથી મોકલ્યો. અને એ સંબંધી હું કાંઇ પણ નથી જાણતો.'

આટલા સ્પષ્ટ ખુલાસા પછી ડુમસમાં રોકાઇ રહેવું અમને વ્યાજબી ન લાગ્યું એટલે અમે સુરત પાછા ફર્યા.

સદ્‌ભાગ્યે અમને રાતની ગાડી મળી એટલે સવાર થતાં અમે મુંબાઇ આવી શકયા.

'તમે જયંતને મળીને ખાર જાવ તો સારૂં.' મ્હેં જમનાદાસને કહ્યું: 'વખતે કંઇક જાણવા જેવી ખબર અથવા સૂચના આપવાની હોય તો એ આપી શકે.'

'અરે બાવા! એ બધું એમની પાસે રહેવા દોને. હમણાં આપણને ડુમસનો ધરમધક્કો ખવડાવ્યો એથી વળી બીજી કઇ સુફિયાણી સૂચના હશે! છતાં યે તમે કહો છો તો ચાલો એમને મળીને જઇશું.'

અમે પ્રીન્સેસ સ્ટ્રીટને અમારે મકાને પહોંચ્યા પણ જયંત ત્યાં ન હતો. એ મ્હારે માટે ચિઠ્ઠી મૂકીને બહાર ગયો હતો.

મ્હેં ચિઠ્ઠી જોઇ.

એમાં એણે મને એ પોતે ખાર ગયો છે અને ત્યાં રોકવાનો છે એમ જણાવ્યું હતું તેમજ એણે મ્હને ખાર બોલાવ્યો હતો.

અમે બેઉ જણ ખાર ગયા.

જમનાદાસને બંગલે પહોંચ્યા ત્યારે જયંત અને એક બીજો માણસ અમારી રાહ જોતા હોય એમ લાગ્યું.

એ બીજો માણસ જેણે મ્હારો પીછો પકડયો હોવાનો મ્હને શક હતો તેજ હતો. એ અહિં શી રીતે આવ્યો તેની મ્હને

નવાઇ લાગી.

'આ મ્હારા મિત્ર મી. મેરવાનજી પંથકી' જયંતે એની ઓળખાણ કરાવતાં કહ્યું: 'એમને પણ મ્હારી માફક આપના કેસમાં રસ પડે છે. અલબત્ત, અમે બેઉ જણુ સ્વતંત્ર રીતે કામ કરીએ છીએ છતાં અમારે આપને કેટલાક સવાલ પૂછવાના છે મી. જમનાદાસ !'

જમનાદાસ ધબ દઇને નીચે બેઠો.

આવતા ભયની આગાહી એને થતી હોય એમ લાગ્યું. એની આંખો ચકળ વકળ થતી હતી અને સ્નાયુઓ ખેંચાતા હતા તેથી એને કોઇ અવનવો બનાવ બનવાની ચેતવણી મળી હોય એમ લાગ્યું.

'શું પૂછવું છે? મી. જયંત !'

'એટલું જ કે તમે શબનું શું કર્યું ?'

માથા પર વીજળી પડી હોય તેમ જમનાદાસ ઉભો થઇને કૂદ્યો, એનાં આંગળાં હવામાં બાચકા ભરવા લાગ્યાં, એનું મોઢું ઉઘડી ગયું અને ગાંડાની પેઠે બ્હેબાકળો થઇ ગયો.

એ થોડીવારે નીચે બેસી ગયો અને ઉધરસ ખાતો હોય એ રીતે પોતાના હાથ મોઢા આગળ લઇ ગયો. વાઘની પેઠે જયંતે એના ઉપર છલંગ મારીને એના હાથમાંની એક નાની સરખી ગોળી લઇ લીધી.

'એ રીતે જલદી મરી જવાની જરૂર નથી સમજ્યાને મી. જમનાદાસ! જ્યારે ત્યારે તમારે એ રસ્તો લેવાનો તો છે પણ કાયદેસર રીતે દોરડે લટકીને મરો તેમાં જ મઝા છે. કેમ મી. પંથકી! ખરૂંને ?'

'મ્હારી ગાડી બોલાવું છું. આપણે એને ચોકી પર લઇ જઇએ.'

એમણે પોતાની ગાડી બોલાવી.

'અમે એને ઠેકાણે પહોંચાડીએ છીએ. તું અહીંજ રહે નટવર! અર્ધા કલાકમાં તો હું પાછો ફરૂં છું!' જયંતે મ્હને કહ્યું.

જમનાદાસ દેખાવમાં તદ્દન નંખાઇ ગયેલો લાગતો હતો પણ એના શરીરમાં વાઘનું જોર હતું. બીજુ કોઇ હોત તો એ જરૂર હંફાવત પણ આ બે નિષ્ણાતો આગળ એનું કૈં ચાલ્યું નહિં એને ઘસડીને એમણે મોટરમાં નાખ્યો અને ચોકી તરફ લઇ ગયા.

અર્ધાએક કલાક પછી જયંત એક પોલિસ ઇન્સ્પેકટર સાથે પાછો ફર્યો.

'મી. પંથકીને ઘટતી ગોઠવણો કરવાનું સોંપીને આવ્યો.' જયંતે જણાવ્યું. 'પંથકી ઘણોજ ચબરાક અમલદાર છે નટવર! તેં મ્હને આછું વર્ણન આપ્યુ કે તરત જ મ્હેં એને ઓળખ્યો હતો અને બાકીની વિગતો આપી હતી તે યાદ છે ને? અમે બે જણે કેટલાક કેસમાં વિરૂદ્ધ દિશાનાં દ્રષ્ટિબિંદુથી કામ કર્યું છે અને હરિફ તરિકે વર્ત્યા છીએ છતાં મ્હને એના માટે માન છે. આ કેસમાં એના સાથીદાર તરિકે આ ભાઇએ પણ કામ કર્યું છે. એમનું નામ ઇન્સ્પેકટર કાવસજી કામા'

'દરેક નિષ્ણાત પોતાને જે વિગત ઠીક લાગે તેને આધારે આગળ વધે છે.' કાવસજીએ ઉમેર્યું. 'અને મી. પંથકી પોતાની પદ્ધતિથી કામ લે છે. કેટલીક વખત આપના જેવા વિખ્યાત નિષ્ણાત અમારા કામમાં વચ્ચે આવે છે ત્યારે અમને ભય રહે છે કે આપના યશલાભથી અમને અપકીર્તિ મળશે.'

'એવો ભય રાખવાની જરૂર નથી.' જયંતે વહ્યું.

'અમારી કાર્યપદ્ધતિથી તમે પુરતા વાકેફ નથી એટલે એમ કહો છો. એ માટે બિલકુલ ચિંતા કરવાની જરૂર નથી.'

જયંતના એ ખુલાસાથી મી. કામાને સંતોષ થતો લાગ્યો.

'એ બદલ આપનો આભાર માનવો જોઈએ. આપને હાર કે ફતેહની પરવા ન હોય એ સ્વાભાવિક છે. પણ અમારે એ માટે વધારે કાળજી રાખવી પડે છે. ઘણી વખત તો છાપાવાળાઓ સવાલ પૂછીને અને પ્રસિદ્ધિ આપીને કેટલાક સમાચારને બહુજ વધારે મહત્વ આપે છે.'

'બરાબર છે. પણ એ સવાલ પૂછે તે પહેલાં ઘટતી તૈયારી કરી રાખી હોય તો વધારે સારૂં. આપણે આ કેસનીજ વાત કરીએ તો તમને કોઈ રિપોર્ટર સવાલ કરે કે સૌથી પહેલા આપને જમનાદાસ ઉપર શી રીતે શંકા ગઈ, તો તમે શું જવાબ આપશો?'

શું જવાબ આપવો તેની મી. કામાને ગડભાંજ થતી લાગી.

'એ સંબંધી અમે કંઈજ નિર્ણયપર આવ્યા નથી. મી. જયંત! આપ કહો છો કે કેદીએ ત્રણ સાક્ષીઓની સમક્ષ આપઘાત કરવાની કોશીશ કરીને લગભગ એકરાર કર્યો. એણે પોતે એની પોતાની જ સ્ત્રી અને ડૉ. રાયજીનાં ખૂન કર્યાં હતાં. એ સિવાય બીજી કંઈ વિગતો કહેવા જેવી છે?'

'તમે જડતી લેવાને માટે ઘટતી ગોઠવણ કરી છે?'

'મેં ત્રણ કોન્સ્ટેબલને બોલાવ્યા છે.'

'તો પછી બધી વિગત મેળવતાં વિલંબ નહિ થાય. એ બન્ને દૂર નહિ હોય. તમે બાગમાં તથા એની તીજોરીવાળા ખંડમાં કે માળિયામાં તપાસ કરશો એટલે કોઇપણ ઠેકાણેથી એનો પત્તો લાગશે.

'પણ આપને શી રીતે ખબર પડી કે એણે એનાં ખૂન કર્યાં છે?'

'હું તમને પહેલાં એ શી રીતે બન્યું તે જણાવીશ. અને તે પછી ખુલાસા વાર વિગતો આપીશ. તમારા કરતાં મ્હારા

મિત્ર અને સાથીદાર નટવરને એ જાણવાની તાલાવેલી લાગી હોય એમ છે.

'એમ કરતાં પહેલાં હું તમને આ માણસની મનોવૃત્તિ કેવી હતી તે જણાવું. એ બહુ જ જૂના વિચારનો ઝનુની માણસ હતો. એ ઉપરાંત એ પાઇ પાઇને માટે મરતો હતો. ચમડી તુટે પણ દમડી ન છૂટે એવો એ કંજુસ હતો. એણે એની સ્ત્રી જયાગૌરીને એવી હેરાન પરેશાન કરી મૂકી હતી કે ન પૂછો વાત! એ બિચારી જીંદગીથી કંટાળી ગઇ હતી. એના પ્રત્યે ડૉકટર રાયજીએ સહાનુભૂતિ બતાવી એટલે ડૉકટર માટે એને મમતા થઇ. વખત જતાં જમનાદાસે એ જાણ્યું અને એના ગુસ્સાનો પાર ન રહ્યો. એની કલ્પનાએ એ બેઉ વચ્ચે આડો વહેવાર છે એમ માની લીધું. પછી એણે એ બન્નેનો અંત લાવવાની રાક્ષસી યોજના ઘડી.

'આમ આવો.'

જયંત અમને તીજોરીવાળા ખંડ તરફ લઇ ગયો.

'રંગ કેટલો બધો ગંધાય છે.' મી. કામાએ ટીકા કરી.

'એજ અમારૂં સૌથી પહેલું શંકાસ્થાન હતું. અને એ શોધી કાઢવાને અથવા ધ્યાનમાં રાખવાને માટે આપણે ડૉકટર નટવરને ધન્યવાદ આપવો જોઇએ. આ માણસ આવે વખતે આવા રંગનો શા માટે ઉપયોગ કરતો હશે એ સવાલનો જવાબ એટલો જ હોઇ શકે કે એનો કોઇ બીજી વાસ છૂપાવવાનો ઇરાદો હતો. તે પછી કોઇ બંધીયાર ખંડ અથવા ભોંયરૂ હોવાની મ્હને કલ્પના આવી. આ બે વિગતોનો સામટો વિચાર કરતાં મને પૂરતી શંકા ગઇ અને આ મકાન તપાસવાનો મ્હેં નિર્ણય કર્યો. મ્હારી ખાતરી થઇ હતી કે આ કેસ ઘણો જ ગંભીર હતો અને તેમાં 'કેપીટલ' સિનેમામાં જઇ આવ્યા પછી શંકાને સ્થાન જ ન હતું. ડૉકટર નટવરે એ વિગત પણ

એમની તપાસ દરમિયાન ધ્યાનમાં રાખી હતી. નંબર ત્રીસ અથવા બત્રીસની જગ્યા ખાલી હોવી જોઇએ પણ કમનસીબે એ બેઉ જગ્યાઓ ખાલી ન હતી. એ ઉપરથી પુરવાર થતું હતું કે જમનાદાસ સિનેમામાં ગયો ન હતો. એનો પુરાવો જુઠો હતો. એણે ડૉકટર નટવરને સિનેમાની ટીકીટ બતાવવામાં ગંભીર ભૂલ કરી હતી. એ કંજુસના કાકાએ માત્ર એક જ ટીકીટ ખોટો પુરાવો ઉભો કરવા ખરીદી હતી. આ બે વિગતો સંબંધી વિચાર કર્યા પછી આ મકાન તપાસવાની મ્હને અનિવાર્ય જરૂર જણાઇ પણ એ શી રીતે તપાસવું તે એક સવાલ હતો. એને માટે મ્હેં ત્રાગડો ગોઠવ્યો મારા એક સ્નેહી પાસે હુમસથી તાર કરાવ્યો અને જમનાદાસને ત્યાં મોકલ્યો. એ છટકી ન આવે તે માટે નટવરને પણ એની જોડે હુમસનો ધરમધક્કો ખવડાવ્યો.'

'એ આખી યોજના બહુ જ કુશળતાથી આપે કરી.' મી. કામાએ કહ્યું.

'જમનાદાસને આ રીતે હુમસ મોકલ્યા પછી મ્હેં આ ઘર તપાસવા ગોઠવણ કરી. ઘણી વખત મ્હારા જેવા નિષ્ણાતને પણ ઘર ફાડવાનો ધંધો કરવો પડે છે. હું રાતના વખતે અહિંયાં આવ્યો અને જેવો આ મકાનમાં દાખલ થયો તેવો જ એક નવાઇ ભર્યો બનાવ બન્યો.

'હરામખોર! તું અહીંયાં શું કરે છે?' એમ કરીને કોઇએ, હું જેવો પેલી બારીમાં પેઠો તેવીજ મારી ગળચી પકડીને પૂછ્યું. મેં પાછા વળીને જોયું તો મ્હને એ રીતે પકડનાર બીજું કોઇ નહિ પણ મી. પંથકી હતા.

'એમણે મ્હને ઓળખ્યો અને અમે પરસ્પર એક બીજાને જોઇને હસ્યા.

'એમને ડૉ. રાયજીના સંબંધીઓ તરફથી રોકવામાં

આવ્યા હતા, એટલે તેઓ આ મકાન ઉપર નજર રાખતા હતા. પહેલાં મ્હેં જ્યારે ડૉ. નટવરને અહીંયાં મોકલેલો ત્યારે પણ એમણે એનો પીછો પકડયો હતો. તેઓ નટવરને તો કંઇ કરી શકે એમ ન હતું પણ જ્યારે અંધારી રાતે એમણે મ્હને એ મકાનમાં દાખલ થતાં જોયો ત્યારે એમને એમ લાગ્યું કે શિકાર બરાબર જાળમાં સપડાયો છે. અલબત્ત, પછી તો મ્હેં એમને બધી હકીકત સમજાવી અને અમે બેઉ જણાએ સાથે જ તપાસ કરી.'

'પછી શું થયું?'

'મ્હેં તમારી પાસે મુખ્ય વિગતો રજૂ કરી, પણ, એ ઉપરથી તમે કંઇક તારતમ્ય કાઢયું લાગતું નથી.'

એ સાંભળીને મી. કામાએ હસતાં હસતાં કહ્યું:

'બનવા જોગ છે. કારણ કે આપના જેટલી કુશળતા મ્હારામાં સંભવી ન શકે. મી. જયંત, આપે થોડા વખત ઉપરજ વચન આપ્યું હતું કે બધી વિગતો જણાવીને આપ યશના ભોક્તા અમને બનાવશો.'

'ઘણે ભાગે હું એમજ કરૂં છું.

'તે બદલ હું આપનો આભારી છું. આપ જણાવો છો તે પ્રમાણે બધી વિગતો સ્પષ્ટ છે અને શબ શોધવામાં ઝાઝી તકલીફ પડે એમ નથી.

'ભલે. તમને હવે થોડીક વધુ વિગત આપુ' જયંતે કહ્યું. 'મ્હારી ખાત્રી છે કે જમનાદાસે પણ એ વિગતોનો વિચાર નહિ કર્યો હોય. તમે એની સ્થિતિમાં હો તો શું કરો એ દૃષ્ટિએ વિચાર કરી જુઓ. અલબત્ત, એ રીતે વિચાર કરવામાં કલ્પનાની કસોટી થાય છે પણ એ લાભદાયક છે. હવે તમે ધારો કે તમને આ ખંડમાં કેદ કરવામાં આવ્યા છે. સાથે તમારી પ્રેયસી છે. જીવન મરણનો સવાલ છે અને માત્ર એ

પાંચજ મીનીટ તમારે જીવવાનું છે તો તમે શું કરશો ?'

'કંઇક લખીને પાછળ ખબર પડે એવું—'

'બરાબર છે. તમે એટલું તો જણાવવા માગશોજ કે તમે શી રીતે મરણ પામ્યા. કાગળ પર તો એવું નજ લખો. એ તો ખૂનીના હાથમાં જાય. ત્યારે શું કરો ? ભીંત ઉપર લખો ખરંને ? અને એજ રીતે ડૉકટર રાયજીએ કર્યું છે. પણ જુઓ— 'અમે—અમે—' એટલું જ લખેલું છે ને પછી પેન્સીલનો લાંબો લીસોટો થયેલો છે.

'એ ઉપરથી આપ શું અનુમાન કરો છો ?'

'એટલુંજ કે એ એણે મરતાં મરતાં લખવા માંડેલું. એ જમીનથી એકાદ હાથ ઉંચે છે. એટલે છેક છેલ્લી ઘડીએ એને એ સૂઝેલું પણ પૂરું લખી શકે તે પહેલાં તો એનો અંત આવ્યો.'

'એ એવું લખતો હતો કે અમે કમોતે મુવાં છીએ ?'

'એવું કે એવી મતલબનું. અને એના શરીર પરથી કોપીઈંગ પેન્સીલ મળી આવે તો જો જો.'

'જરૂર પણ પેલી સીકયુરીટીઝનું શું ? એ હિસાબે તો કોઇપણ પ્રકારની ચોરી થઇ જ નથી. એની પાસે એ કહે છે. તે જામીનગીરીઓ તો હતી. અમે એ સંબંધી ચોકસી કરી છે.'

'અને તે એણે કોઇ સલામત જગ્યાએ છૂપાવી રાખી છે. બધુ સીધુપાંસરૂ પાર પડી જાય તે પછી એ કાઢત ને લાગ જોઇને એનાં નાણાં ઉભાં કરી લેત. વખતે એમ પણ કહેત કે ડૉકટર રાયજીએ એને એ પાછી મોકલી આપી છે.'

'આપે દરેક વિગતનો વિચાર કરી રાખ્યો છે.' મી. કામાએ જણાવ્યું. 'ત્યારે એણે આપને કેમ બોલાવ્યા ?'

'એના મનમાં ફાંકો હતો કે એનો ભેદ કોઇપણ નહિ ઉકેલી શકે અને વખત આવ્યે એ બડાઇ હાંકી શકે કે પોલિસને

તો શું પણ જયંતને ય છક્કડ ખવરાવી.'

મી. કામાએ હસીને કહ્યું : 'ઠીક–'

× × × ×

બે એક દિવસ પછી જયંતે મ્હારા હાથમાં 'ટાઇમ્સ' આપ્યું અને તેમાં આવેલા જમનાદાસના કેસના રિપોર્ટ તરફ મ્હારૂં ધ્યાન ખેંચ્યું. એની નીચેની કંડિકા નોંધી લેવા જેવી હતી :

'ખાસ કરીને ઇન્સ્પેક્ટર કામાની અસાધારણ બુદ્ધિમત્તાને લીધે આ કેસ ઉપર ભારે અજવાળું પડ્યું હતું. એમણે તાજા લગાડેલા રંગ ઉપરથી ધારી લીધું કે એમ કરવાનું કારણ બીજી કોઇ ગંધને દાબી દેવા માટે હતું એ ઉપરથી બારીકાઇથી તપાસ કરતાં એક અણવાપર્યા કુવામાં બહુજ કુશળતાથી બેઉ શબ છુપાવેલા મળી આવ્યાં. ખરેખર! ગુન્હાશોધનના ઇતિહાસમાં આ કેસ ખાસ ધ્યાન ખેંચે એવો થશે.'

'એ પણ ફાઇલમાં રાખી લે, નટવર!' જયંતે મ્હને સૂચના કરી. વખત આવ્યે એ પણ કામ આવશે. ચાલો, કામાને સારૂં જેવું પ્રમોશન મળશે.'

## ☆ સમાપ્ત ☆